બાળસાહિત્ય મંદિર—પુસ્તક ૪

# પ્રધાનપુત્રીનાં પરાક્રમો

[ બાળકો માટે વીરકથા ]

[illegible]

[illegible]

ચિત્રો: [illegible]

[ આવૃત્તિ [illegible] ] [illegible] ૧૯૮૮

પ્રકાશક

શ્રી ભારત બુક ડીપો.

બુકસેલર અને પબ્લીશર

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

કિં. ૦-૧૦-૦

૧૧૦૦-૨-૩૨

તમે વાંચી?

# અરબસ્તાની આનંદરજની

[ સચિત્ર ]

આખી દુનિયામાં સૌથી વધારે જાણીતી થએલી, અને સર્વ દેશના બાળકોએ એકી અવાજે વખાણેલી—"**અરેબીયન નાઈટ્સ**"ની વાર્તાઓની **બાલભોગ્ય આવૃત્તિ** આપણી ભાષામાં હજુ બહાર પડી નહોતી. એ **ખોટ પુરી** કરવા ગુજરાતી બાલસાહિત્યના વાર્તાવિભાગમાં માનભર્યું સ્થાન લે એવી એની બાળોપયોગી આવૃત્તિ **અરબસ્તાની આનંદરજની**"ના નામથી તૈયાર કરી છે, આંખે ઉડીને વળગે એવા મોહક ચિત્રોનું આકર્ષણ પણ ઉમેરવામાં આવ્યું છે. જો કે મુખ્યત્વે બાળકો માટે જ આ ચોપડી નવેસરથી લખાઈ છે, પણ બાળકો ઉપરાંત મોટેરાંઓ પણ આ ચોપડીઓની મજા લુંટી શકશે. આજેજ વાંચી લેજો.

સુંદર જાડા કાગળો, ઉંચું બાઈન્ડીંગ સોનેરી. પુઠું આઠ ચિત્રો. કિંમત, ફક્ત. રૂ. ૧–૪–૦

**ધી જનરલ બુક ડીપો, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨**

---

આ પુસ્તક **ધી આનંદ પ્રીન્ટીંગ વર્કસ**, દેવકરણ મેન્સન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨ માંથી **જાદવજી પીતાંબર ઠક્કરે** છાપ્યું અને માલીક ધી જનરલ બુક ડીપો. **પરમાણંદદાસ પીતાંબરદાસે** ફણસવાડી, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨માં પ્રસિદ્ધ કર્યું.

# બાલમિત્રોને

**પ્રિય બાલમિત્રો,**

આ ચોપડી તમારી આગળ રજુ કરતાં આનંદ થાય છે. તમને તે ગમશે એવી તો મારી ખાત્રીજ છે.

મુંબઇ ઇલાકાના એક જૂના ગવર્નર થઇ ગયા. તેમની એક દીકરી હતી. તે જ્યારે દક્ષિણ હિંદની મુસાફરીએ ગઇ ત્યારે એક આયાએ તેને બહુ સરસ સરસ વાતો કહેલી. એ વાતોની એક બહુ સરસ ચોપડી એ બાઇએ છપાવેલી છે. એ ચોપડીમાંની એક વાર્તાનો આધાર લઇ મેં આ વાત તમારે માટે નવેસરથી લખી નાખી છે. અંદર જરૂર પુરતો ફેરફાર પણ કર્યો છે.

વાર્તા વાંચ્યા પછી જરાક વિચાર કરજો. ભદ્રાએ જે બહાદુરી બતાવી છે તે વાંચીને તમે ખુબ ખુશી થશો. પણ એકલા ખુશી થવાથી કાંઇ ન વળે. આ ચોપડી વાંચનારી કેટલીય બ્હેનો બિલાડાં કે ઉંદરડાથી બ્હીતી હશે. કેટલાએ બાળકો રાતના અંધારામાં આમ તેમ જતાં બ્હીતાં હશે. મારી એટલીજ વિનંતિ છે કે તમે તમારી ખોટી બીક છોડી દો. ભદ્રાની જેમ બહાદુર બનો, શુરવીર બનો. ખોટી બીક તમારામાંથી કાઢી નાંખો. ત્યારે જ આ ચોપડી વાંચી બરાબર ગણાય. એટલું કરશો? જો ત્યારે, જય જય!

ચૈત્રી પડવો
સં. ૧૯૮૫

**રમણલાલ નાનાલાલ શાહ**

આ બીજી આવૃતિમાં ખાસ કાંઇ સુધારો વધારો કરવામાં આવ્યો નથી

**પ્રકાશક**

# પ્રધાનપુત્રીનાં પરાક્રમો

## પ્રકરણ ૧ લું

### રાજકુમારનો રઝળપાટ



એક હતો રાજા. એને એક કુંવર. તેનું નામ વીરપાળ. રાજાનું નામ શાર્દુલરાજ. એકનો એક કુંવર એટલે રાજાને ખૂબ ખૂબ વ્હાલો.

વીરપાળ તો કાંઇ રૂપાળો—કાંઇ રૂપાળો. દૂર દેશના રાજાની પ્રભાવતી નામની રાજકન્યા સાથે તેનાં લગ્ન થયેલાં હતાં.

નવરાત્રિના દહાડા હતા. શહેર બહાર મહાદેવના દેવળમાં કુમારિકાઓ રાસડા લેતી હતી. રાજકુમાર શિકાર ખેલીને આવતો હતો. ગરબાનો અવાજ સાંભળ્યો. જરા જોવાને થોભ્યો.

પંદરેક વર્ષની એક આરસની પૂતળી જેવી કન્યા કોઈ રૂપાની ઘંટડીના રણકારા જેવા મીઠા અવાજે રાસડો લેવડાવતી હતી. બીજી કન્યાઓ ગરબો ઝીલતી હતી.

રાજકુમાર કોયલના ટહુકારા જેવા એ ગરબાના ઘેનમાં ગુલતાન બન્યો. મોરલીના નાદે નાગ ડોલે તેમ એ કન્યાના ગીતની લહેરોમાં ડોલવા લાગ્યો.

ગરબા પુરા થયા. કુંવર ઘેર ગયો. પણ તેના જીવને જંપ ન વળે. પેલી કન્યામાં જ તેનું ચિત્ત ચોંટયું હતું.

તેણે પોતાના નોકરો મારફતે એ કન્યાની ખબર કઢાવી. ખબર મળી કે એ કન્યાનું નામ ભદ્રા હતું. રાજાજીના પ્રધાનની એ એકની એક પુત્રી હતી.

રાજકુમારને તો બસ, પ્રધાન પુત્રી સાથે પરણવાની લગની લાગી.

એણે રાજાને વાત કરી.

રાજાએ ચોકખી ના પાડી.

રાજા કહેવા લાગ્યોઃ “આપણુ રાજવંશીને ત્યાં એ શોભે? એ ગમે તેવી પણ પરનાત. વળી પ્રધાનની પુત્રી એટલે આપણાં તો નોકર જ ને? એવી ગાંડી વાતો કરવી છોડી દે.”

પણ કુંવર એમ લીધી વાતને પડતી મૂકે એવો નહોતો.

એણે પ્રધાન પુત્રીની મરજી પુછાવી જોઇ.

ભદ્રા રાજકુમાર સાથે પરણવા રાજી હતી.

રાજકુમાર અને ભદ્રાએ લાગ જોઇ એક દિવસ છુપી રીતે લગ્ન કરી નાખ્યાં.

રાજાને આ વાતની ખબર પડી. એનો તો ક્રોધ માય નહિ. એકનો એક છોકરો તેથી શું થયું? એવા નાફરમાન છોકરાની શી જરૂર?

તેણે તરતજ વીરપાળને બોલાવ્યો. રાતી આંખ કરી તાબડતોબ રાજ છોડી ચાલ્યા જવા સૂચવ્યું.

વીરપાળે પિતાને નમન કર્યું દેશવટે જવા તૈયાર થયો.

· પાણીપંથો કાળો ઘોડો પસંદ કર્યો. તે ઉપર સવાર બન્યો.

એક પાલખી લીધી. તેમાં પોતાની નવી અને જુની સ્ત્રીને બેસાડી. રાજ છોડી રાજકુમાર દેશવટે વિદાય થયો.

ખૂબ આઘે નીકળી ગયાં. ઘનઘોર જંગલ આવ્યું. રસ્તો ભુલી ગયાં. જંગલની ગીચ ઝાડીમાં આમતેમ ભટકવા લાગ્યાં. જેમ જેમ બહાર નીકળવા મહેનત કરે તેમ તેમ વધારે ને વધારે ગીચ ઝાડીમાં સપડાય. કલાકો ગયા, ને દિવસો પણ વહી ગયાં.

વીરપાળ, બે સ્ત્રીઓ ને નોકરોની હાલહવાલ દશાનો પાર નથી. ઘોર જંગલમાં કંદમૂળ ખાઇને રહેવું પડે છે. રાતે બીહામણાં રાની પશુઓની ચીસોથી કાળજું કંપી ઉઠે છે. સાપના સીસકારાથી આખું દિલ ધ્રુજી જાય છે. ચામરી, ઘુવડ, વનવાગળાં

ને બીજા રાતનાં પંખીઓનાં બીહામણા અવાજ સાંભળી કાનમાં કમકમાટી થાય છે. ક્યાં જવું ને શું કરવું એ કાંઇ સુઝતું નથી.

સાત દિવસ ને સાત રાત વીતી ગયાં. આઠમો દિવસ પણ ગયો ને રાત પડી. ભુખ ને થાકનાં માર્યાં પાલખી ઉંચકનાર ચોકીદારો ને બંને સ્ત્રીઓ ઉંઘી ગઇ છે.

પણ વીરપાળને ઉંઘ નથી આવતી. ક્યાંથી આવે? એની ચિંતાનો ક્યાં પાર હતો? એની આફતને ક્યાં આરો હતો?

વીરપાળ વિચાર કરવા લાગ્યો કે પ્રધાન પુત્રીને પરણવામાં ભારે ભુલ થઈ. મારી હઠના પરિણામે એ બિચારી દુઃખી થઇ તો થઈ, પણ પ્રભાવતીને પણ વિના વાંકે રઝળપાટ વ્હોરવી પડી. માબાપને દુઃખી કર્યાં, બંને પરણેત-રોને રઝળતી કરી, ને જાતે દુઃખ વ્હોરૂં છું, એ તો વધારામાં. આ ત્રાસ તો હવે સહ્યો જતો નથી. હું એકલો તો ગમે ત્યાં રસ્તો ખોળી લઉં, પણ આ બે સ્ત્રીઓને ક્યાં ફેરવું? બસ,

એ તો એ જ. સંસારમાં મઝા નથી. સાધુ બની જાઉં તો બધી જંજાળ મટી જાય! હું મારૂં ફોડી લઇશ. બંને સ્ત્રીઓ પાછી કનકાવતી જશે. ને મોજથી રહી શકશે.

વીરપાળે તો છેવટનો ઠરાવ કરી નાખ્યો. પોતાના રાજવંશી વસ્ત્રો કાઢી નાખ્યાં. બંડલ બાંધી એક બાજુ મૂકયાં. એક ચાદર ઓઢી લીધી. કેડે પણ એક કપડું વીંટાળી લીધું. બધું તજીને છાનોમાનો બાવો બનીને નાસી ગયો!

કલાકેક વીત્યા બાદ પ્રધાનપુત્રી ઝબકીને જાગી. જુએ છે તો રાજકન્યા ડુસકા ખાઇ ખાઇને રડે છે.

તે બોલી: "બ્હેન, કેમ રડો છો? શું થયું છે?"

રડતાં રડતાં ને ડુસકાં ખાતાં ખાતાં પ્રભાવતી બોલી: "બ્હેન, કરમ ફુટી ગયું. ભારે ભુંડું થયું છે. મને ઉંઘમાં સ્વપ્નું આવ્યું કે જાણે આપણા પતિ આપણને અહીં જંગલમાં

તજીને જતા રહે છે. હું તેમને ન જવાને ખોળો પાથરી કહેવા લાગી. તે મને તરછોડીને જવા લાગ્યા. એટલામાં ઝબ લઇને હું જાગી. જોઉં છું તો એ સ્વપનું સાચું નિવડ્યું. આપણા પતિ અહીં કોઇ પણ ઠેકાણે નથી. હવે શું થશે ?"

ભદ્રાએ બરાબર તપાસ કરી જોઇ. તેની પણ ખાત્રી થઇ ગઇ કે રાજકુમાર તેમને તજીને જતો રહયો છે.

તે પ્રભાવતી પાસે આવી. ધીમેથી બોલી: "બ્હેન, આફત આવે ત્યારે અકળાઇએ નહિ. તેથી તો ઉલટું વધારે દુઃખ આવી પડે. તમે જોરથી રડશો નહિ. છાનાં રહો. જો આ પાલખી ઉંચક નારાઓને ખબર પડી જશે કે રાજકુમાર જતા રહ્યા છે અને આપણે બંને જણ અહીં એકલાં છીએ, તો પછી થઇ રહ્યું. તેઓ નાસી જશે, ને આપણે એકલાં અહીંથી ભાગ્યે જ રસ્તો શોધી શકીશું. માટે હવે તો કાળજું કઠણ કરો ને હું કહું તેમ કરો."

'કહે બ્હેન, શું કરૂં ?'

ભદ્રા બોલી: "હું રાજકુમારનાં કપડાં પહેરી લઉં છું. આજથી હું ભદ્રા નથી. પણ હું વીરપાળ છું એમ જ સમજજો. તમે મારી સ્ત્રી છો એમ તમારે માનવું ને તે મુજબ વર્તવું. ભદ્રા મરી ગઈ છે એવી જ વાત આપણે કરવાની. અહીં તો વાઘ વરૂ ને હિંસક પશુઓનો ભય ઘડીએ ને પલકે હોય છે, એટલે કોઈ જનાવર ભદ્રાને ઉપાડી ગયું એવી વાત તેઓ માનતાં જરા પણ અચકાશે નહિ."

પ્રભાવતી દુઃખમાં પણ હસીને બોલી: "બ્હેન, તું ખરેખરી બહાદુર છે. હું તારી વૈરી ખુશીથી થઈશ."

ભદ્રાએ પોતાનો પોશાક ચાલાકીથી સંતાડી દીધો. અને રાજકુમારનો પોશાક પહેરી લીધો.

ભદ્રાએ વીરપાળનો ફેંટો છેક આંખને અડે એમ નીચાણથી બાંધી લીધો. સવાર પડી એટલે ઘોડા ઉપર સવાર બની પાલખી ઉંચકનાર ભોઈ લોકોને કહેવા લાગ્યો: "પાલખી ઉંચકીને મારી

પાછળ સંભાળથી ચાલો. બિચારી ભદ્રાને ગઇ કાલે રાતના કોઇ જંગલી જનાવર ઉપાડી ગયું છે. હવે અહીં વખત ગુમાવવામાં સાર નથી.”

ભોઈ લોકોને આ વાત ખરી લાગી. તેમને રાજકુમાર ગુમ થયો છે એવો જરા પણ વ્હેમ· ન આવ્યો. તેઓ ભદ્રાના હુકમ મુજબ પાલખી લઇને પાછળ પાછળ ચાલવા લાગ્યા. પોતાની નાનકડી રૂપાળી શેઠાણીના આવા દયાજનક મોતથી તેઓ બિચારા બહુ દિલગીર થયા.

અને હવે તો ભદ્રાનો ઝપાટો હતો. ભદ્રા બહુ હોંશીયાર ને ગણત્રીબાજ હતી. જંગલમાં ખુબ સંભાળથી આગળ વધવા લાગી.

સાંજના છેડે તો જંગલનો પણ છેડો આવતો જણાયો. દૂર દૂર ઝુંપડામાં દીવા બળતા જણાયા. નજીકમાંજ કોઇ મોટું શહેર હોય એમ દૂરથી જણાયું.

બધાનો આનંદ માયો નહિ. થાકીને લોથ થઇ ગયાં હતાં. બમણી ઉતાવળથી તેઓ આગળ વધ્યાં.

રાતનો પહેલો પહોર પુરો થવા આવ્યો ત્યારે તેઓ શહેરની નજીક આવી પહોંચ્યાં હવે બધાના ખોળીયામાં જીવ આવ્યો.

---

## પ્રકરણ ૨ જું

### રાક્ષસની ચીસ



ભદ્રાએ પાલખીના ભોઇ લોકોને કહ્યું: “ જુઓ, અહીં મારૂં વીરપાળ નામ કહેવાનું નથી. આજથી મારૂં નામ વીરભદ્ર છે. હું જે વાત કરૂં તેમાં વચ્ચે બોલી ન ઉઠશો. અહીં અમારૂં ઠેકાણું પડી જશે એટલે તમને ઘેર જવા રજા આપીશ ને તમને મનમાનતો શિરપાવ પણ આપીશ.”

ભોઈ લોકો તો રાજી રાજી થઇ ગયા.

રાતોરાત શહેરમાં ક્યાં જાય? દરવાજા બંધ હતા. નગરની બહાર નદી કાંઠે મહાદેવનું મોટું દહેરૂં હતું. તેની બાજુમાં ધર્મશાળા હતી. ત્યાં તેઓએ રાતવાસો કર્યો.

સવાર પડી ને તેઓ શહેરમાં જવા નીકળ્યાં. તપાસ કરતાં જણાયું કે આ શહેરનું નામ કમળદુર્ગ છે. એના મહારાજાનું નામ નવલકિશોર છે. રાજા વિદ્વાન છે. વીર પુરૂષોની કદર કરનારો છે.

ભદ્રા સીધી રાજદરબારમાં ગઈ.

રાજાએ સુંદર તેજસ્વી ને બળવાન જણાતા કુમારને દરબારમાં આવતો જોઇ તેને આવકાર આપ્યો. નામ ઠામ પૂછયાં. ખબર અંતર પૂછી.

ભદ્રા બોલી: "મહારાજાનું રાજ્ય અમર તપો! મારૂં નામ વીરભદ્ર છે. મારા બાપા એક મોટા દેશના રાજા છે. તેમની સાથે મારે અમુક બાબતમાં અણબનાવ થવાથી તેમણે મને દેશવટો

દીધો છે. લાયક જગાએ હું નોકરીની શોધમાં નીકળ્યો છું. જંગલમાં અમે ભુલાં પડયાં હતાં. માંડ માંડ કાલે અમને આ શાહેરનો રસ્તો જડયો."

રાજા ભદ્રાના બોલવાથી બહુ રાજી થયો. દશ લાખનું સાલીયાણું બાંધી આપી રાજકુંવરને મહેલમાં નોકરીએ રાખ્યો. તેને રહેવા માટે એક મહેલ જેવું મોટું મકાન આપ્યું.

ભદ્રા તો વીરભદ્રના વેશમાં કમળદુર્ગમાં રહે છે, ખાય છે, પીએ છે ને મજા કરે છે. પ્રભાવતી પણ એની સાથે રહે છે. રાજા તમામ અગત્યનાં રાજકાજનાં કામોમાં ભદ્રાની સલાહ વગર ડગલું દેતો નથી. ભદ્રાની હોંશીયારી ને ચાલાકીની રાજાના મગજપર બહુ ઉંચી છાપ પડી છે. કોઇને એમ તો કલ્પનાજ નથી થતી કે વીરભદ્ર સ્ત્રી છે ને તેની સ્ત્રી તેની શોકય છે.

એક વેળા મધરાતનાં સમયે રાજાજીના મહેલમાં તેની રાણી ઝબકીને જાગી ઉઠી.

ગભરાટથી રાજાને ઉઠાડી તે કહે છેઃ "જુઓ, દુર દુર કોઇની કારમી ચીસોનો અવાજ સંભળાય છે. મને બહુ ગભરામણ થાય છે. એ શું છે તેની તપાસ કરાવો."

રાજાનો રાજમહેલ શહેરને છેક છેડે હતો. નજીકમાંજ કિલ્લાના કોટની બહાર મોટું જંગલ હતું. એ અવાજ પેલા જંગલમાંથી આવતો હતો. કાળી અંધારી રાતે એ ભયંકર જંગલમાં જઈ કોણ તપાસ કરી આવે? રાજા જેને જેને હુકમ કરે તે એક અથવા બીજું બ્હાનું કાઢી ત્યાં જવાની ના પાડે.

છેવટે રાજાના નોકરોએ કહ્યુંઃ "મહારાજ, અમને શીદને ત્યાં મોકલો છો? આપે દસ લાખનું સાલીયાણું બાંધી આપી નવા નોકરને રાખ્યો છે તેને જ તપાસ કરવા મોકલો ને?"

રાજાએ વીરભદ્રને રાતોરાત તેડાવી મંગાવ્યો. તેને તપાસ કરવા જવા ફરમાવ્યું.

ભદ્રા રાજાને નમન કરી જરા પણ ગભરાયા સિવાય તરવાર ખખડાવતી રાતોરાત જંગલમાં જવા નીકળી.

કોટનો દરવાજો વટાવી એક માઇલ દૂર જંગલની લગોલગ આવી પહોંચી. શહેરના ગુન્હેગારોને એ જગાએ ફાંસી દેવાતી હતી.

આજેજ સાંજે એક ગુન્હેગારને એ ફાંસીના માચડે લટકાવેલો, તેનું મડદું અધ્ધર લટકતું હતું.

એક રાક્ષસ હતો. તેને એ મડદાને ખાઇ જવાની ઇચ્છા થઇ હતી. પોતાના તીણા પંજા ઉંચા કરી તે મડદું લેવા હાથ લંબાવતો હતો. પણ મડદું ખુબ ઉંચું ટીંગાયેલું હતું. તેથી ઉંચે તેનો હાથ પહોંચી શકતો નહોતો. આથી ચીડાઇને અને ગુસ્સે થઇને જોરથી કારમી ચીસો પાડતો હતો. રાણીએ જે ચીસો સાંભળી હતી તે આ રાક્ષસની જ હતી.

તરવાર ખખડાવતી ભદ્રાને પુરૂષ વેશમાં નજીક આવતી જોતાં જ રાક્ષસે પોતાનું રૂપ બદલી નાખ્યું. એક ઘરડી ડોશીના રૂપમાં પોતે ફેરવાઈ ગયો. શરીર કરચલીવાળું થઈ ગયું. દાંત પડી ગયેલા. આંખો ઉંડી ગયેલી. શરિર

ખખળી ઉઠેલું. ખુબી એ હતી કે એ ડોશીએ સાડી પહેરેલી તે કોઇ અજબ વણાટની હતી. કાળા ઘોર અંધારામાં તેના ચળકાટથી આજુ બાજુ બધે ઉજાસ દેખાતો હતો.

ડોશી તો ફાંસીના માચડા નીચે બેસીને વિલાપ કરી રડવા લાગી.

ભદ્રા બોલીઃ "ડોશી, કોણ છો? અહીં કાળી રાતે કેમ આવ્યાં છો? શું કામ અત્યારે ચીસો પાડો છો?"

"દીકરા, મારૂં નશિબ પરવારી ગયું છે. આ માંચડા ઉપર જે મડદું લટકે છે તે મારો દીકરો થાય છે. તેનું મડદું લઇ જવા હું મહેનત કરી છુટી. પણ એ બહુ ઉંચું છે. હું એકલી શું કરૂં? આથી રડી રહી છું."

ભદ્રાને દયા આવીઃ તે બોલી "માજી, મારા ખભા ઉપર ચડી જાઓ. ઉંચે પહોંચાશો. ત્યાંથી દોરડાનો ગાળો છોડી નાખજો એટલે મડદું નીચે આવશે."

"ભગવાન તારૂં ભલું કરે બેટા, ને તારે ત્યાં એકના એકવીસ થાઓ." ડોશીએ આશિર્વાદ દીધો. તરતજ એ તો ચડી ભદ્રાની ખાંધ ઉપર. ભદ્રાએ પોતાના ખભા ઉપર તેના પગ પકડીને તેને પકડી રાખી.

પાંચ મીનીટ થઇ, દસ મીનીટ થઇ, પંદર મીનીટ થઇ ને આશરે અરધો કલાક થયો. પણ ડોશી નીચે ન ઉતરે.

ભદ્રાએ ઉંચે નજર કરી. એટલામાં આકાશમાંથી જરા જરા ચાંદાનો પ્રકાશ પણ પડવા લાગ્યો.

ડોશી મડદાના દોરડાની ગાંઠ છોડવાને બદલે તેના શરિરના ભાગો કાપી કાપીને ખાતી હતી!

ભદ્રા સમજી ગઇ કે આ કંગાલ ડોશી કાઇ ભયંકર રાક્ષસ જેવો લાગે છે. ચમકી જઇને તે પાછી હઠવા ગઈ ત્યાં તો રાક્ષસ જોરથી ચીસ મારતો ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો. તેની પાસેની પેલી ચમકતી સાડી ભદ્રાના હાથમાં રહી ગઇ.

રાણીની પાસે જઇ તેને ભદ્રાએ માત્ર એટલું જ કહ્યું કે જંગલમાં ફાંસીના માચડા આગળ એક ડોસી ચીસો પાડતી હતી. મેં તેને કાઢી મૂકી છે. રાક્ષસની વાત ન કરી.

પછી પોતે ઘેર ગઇ ને પ્રભાવતીને પેલી ચળકતી સાડી પહેરવાને આપી દીધી.

ભદ્રાના પરાક્રમથી અને પોતાને પહેરવા મળેલી ખૂબ નવાઇ જેવી ચળકતી સાડીથી પ્રભાવતી તો રાજીરાજી થઈ ગઇ.

રાજાને બે દીકરીઓ હતી. એક વખત રાજ કન્યાઓ પ્રભાવતીને મળવા ગઇ. ભોગજોગે પ્રભાવતીએ તે વેળા પેલી ચળકતી સાડી પહેરેલી હતી. એ સાડીનું નવાઈજેવું તેજ જોતાં જ બંને રાજકન્યાઓની આંખો અંજાઈગઇ. આવી સુંદર સાડી જોઈ તેમણે પ્રભાવતીને તે કયાંથી આણી હતી તે પૂછયું.

પ્રભાવતીએ કહ્યું કે એ તો વીરભદ્રે આણી આપી છે.

રાજકન્યાઓ રાજાની પાસે જઇને કહે : "બાપુ અમે આજે પ્રભાવતીને મળવા ગયાં હતાં. તેણે એક પ્રકારની ખૂબ નવાઇ જેવી સાડી પહેરી છે. આપણા રાજમહેલમાં પણ એવી સરસ સાડી નથી. તમે અમારા માટે ને અમારી બા માટે એવી સાડી મંગાવો."

---

## પ્રકરણ ૩ જું

### તોફાની ઘોડો



રાજાએ ભદ્રાને બોલાવી. તેને 'પેલી સાડીની વાત કરી. એવી જ સાડી રાણીજીને માટે લાવી આપવા ફરમાવ્યું.

ભદ્રા કહે, "એ બને એવું નથી. એવી સાડી અહીં મળતી નથી. સેંકડો નહીં પણ હજારો ગાઉ દૂર કોઇક ઠેકાણે રાક્ષસદેશ આવેલો છે. એ રાક્ષસ દેશમાં આવી સાડીઓ મળે છે."

રાજા બોલ્યો : “ તમારે જોઇએ તો રાક્ષસ દેશમાં જાઓ, પણ બરાબર એવી જ ચળકતી સાડી લઈ આવો. ”

રાજાને કાંઇ ના કહેવાય છે ? ના કહેવાથી કાંઇ રાજા માને એમ હતો ? તેને નમન કરી ભદ્રા તો ચાલી નીકળી.

ઘેર આવી પ્રભાવતીને મળી. બધી વાત કરી. પ્રભાવતીની આંખમાં આંસુ આવ્યાં. ધણી તો તજીને ચાલી ગયો હતો. છેવટે બ્હેન જેવી શોકય પણ એકલી અટુલી પરદેશમાં છોડીને ચાલી જતી હતી.

ભદ્રાએ તેને દીલાસો દીધો. બહુ જ સાવધાનીથી રહી પોતાનો ભેદ ઉઘાડો ન પાડવા સલાહ આપી. ઘોડેસ્વાર બની પુરૂષ વેશમાં ભદ્રા ત્યાંથી ચાલી નીકળી.

આજે એક જંગલ તો કાલે બીજો મુલક, પરમ દિવસે કોઇ પહાડ, તો ચોથે દિવસે ઉંડી ખીણ, એમ એક પછી એક જગા વટાવતી

ભદ્રા ઘોડો ખેલાવતી ચાલી જાય છે. રોજના ચાળીસ પચાસ ગાઉની મજલ કરવી તો તેને મન રમતની વાત છે. રાત પડે ત્યારે નજીકમાં જે ગામડું આવે છે ત્યાં કોઇકના ઘરમાં વીસામો લે છે. વ્હેલે મળસકે પાછી તૈયાર થઇ ઘોડાને ખડપૂળો નાખી, પાણી પાઈ, પાછી નીકળી પડે છે.

એમ કરતા સેંકડો ગાઉની મજલ કરી નાખી. એક દિવસ સુંદર વિશાળ નગરની નજીક ભદ્રા આવી પહોંચી. નગરની બહાર એક મોટી નદીમાં પાણી ખળખળ ખળખળ અવાજ કરતાં વહી જતાં હતાં. કિલ્લાના દરવાજાની દિવાલો ઉપર એક ઢંઢેરો ચોંટાડેલો હતો.

ઢંઢેરામાં જણાવવામાં આવ્યું હતું કે, કોઈ મરદ બચ્ચો છે?–હોય તો આવી જાય. અહીંના રાજાની એકની એક રાજકન્યા પાસે એક બળવાન ઘોડો છે. તે ખૂબ મારકણો છે તે કોઇના વશ રહેતો નથી. કોઈ તેના ઉપર બેસી

શકતું નથી. રાજકન્યાનો જન્મ થયો તેજ વેળા એ ઘોડાનો જન્મ થયો હતો. આથી રાજ-કન્યાએ પ્રતિજ્ઞા લીધી છે કે જે કોઇ એ ઘોડા ઉપર સ્વારી કરી શકશે તેનીજ સાથે હું લગ્ન કરીશ.

ભદ્રા બબડી: "ઠીક છે. હું એ ઘોડા ઉપર સ્વાર થવા પ્રયત્ન કરીશ, મને કોઈ રાજાજી પાસે લઇ જશો?"

ત્યાં એકઠા થયેલા ઘણા લોકોએ સલાહ આપી કે એ વાત માંડી વાળો. એ ગાંડપણમાં કાંઇ ફાયદો નથી. ઘોડો એટલો બધો ભયંકર છે કે પાસે કોઇને આવવાજ દેતો નથી. લાતો મારીને ને બચકાં ભરીને જીવ લઇ નાખે છે.

પણ ભદ્રાએ હઠ છોડી નહિ.

આખરે ચાર પાંચ જણા તેને રાજાજીની પાસે લઇ ગયાં.

રાજાએ ભદ્રાની ઇચ્છા જાણી લીધી. આખા શહેરમાં થાળી પીટાવી ઘોડાની રમત જોવા લોકોને એકઠા કર્યા.

નદી કિનારે લીલી હરિયાળી જમીનના એક એકાંત ભાગમાં ઘોડો ચરતો હતો. ભદ્રાને સામી આવતી જોતાંજ તે સમજ્યો કે વળી પાછું કોઇ કાળા માથાનું માનવી મારા પર સ્વારી કરવા આવ્યું છે.

ઘોડો તો ડોકી નીચી કરતોક ને સુસવાટાભેર ધસ્યો. પોતાના બળવાન પગ નીચે ભદ્રાને ક્યારે ચોળી નાખું તેની તેને તાલાવેલી લાગી.

પણ આ બાજુ ભદ્રા હતી. એ ગભરાઇ જાય એવી નહોતી.

ઘોડો નજીક આવ્યો કે તરત એ જરા બાજુ હઠી. ફટ લઇને ઘોડાની યાળ (ગરદન ઉપરના વાળ) પકડી લીધી.

પકડી તે પકડી. ઘોડો આમ નાચે ને તેમ નાચે. પણ ભદ્રાએ યાળને એવી જોરથી પકડેલી કે જરા પણ છૂટે જ નહિ.

ઘોડાભાઇ તો ફસાયા. ન બચકું ભરાય, ન આગલા પગે ભદ્રાને કચરી શકાય કે ન પાછલા

પગે ગધેડાની માફક લાત મારી શકાય. એ તો મિયાની મીંદડી જેવો નરમ ઘેંશ બની ગયો.

ભદ્રા ઝટ લેતી તેના ઉપર ચડી બેઠી. લાગ જોઇ તેના મ્હોંમાં લગામ નાખી દીધી.

તબડાક ! તબડાક ! તબડાક ! ચલાવ, ઘોડા, ચલાવ. ઓતરાદો ચલાવ. ચલાવ હવે દખણાદો. એ ચાલ ઉગમણી બાજુ ! બસ, હવે આથમણી દિશામાં. ચાલ, હવે બે પગે ઉંચો થા. હં, એમ. હવે નીચું ડોકું કર. રાજાજીને સલામ કર. રાજકન્યાને નમન કર. બધા લોકોને માથું નમાવ. સાબાશ દોસ્ત ! ભારે કહ્યાગરો ઘોડો.

ભદ્રા હુકમ કરતી જાય ને ઘોડો ગરીબ ગાય જેવો બની હુકમનો અમલ કરતો જાય.

રાજાએ દાંતમાં આંગળાં કરડયાં. રાજકન્યા તો હસી હસીને આનંદમાં આવી જઈ તાળીઓ પાડવા લાગી. લોકો સાબાશ ! સાબાશ ! પોકારી ઉઠયા.

—:o:—

# પ્રકરણ ૪ થું.

## નવું પરાક્રમ

રાજા ભદ્રાને સાબાશી આપતો બોલ્યો: "બહાદુર કુમાર, તારી બહાદુરીથી તું મારી કન્યાને જીતી ગયો છે. જા! એ રાજકન્યાને પરણ, ને સુખી થા. મારે બીજું છૈયું છોકરૂં નથી. મારી દીકરી સાથે મારૂં અર્ધું રાજ્ય પણ હું તને બક્ષીસ આપું છું."

એમ બોલી રાજાએ કન્યાનો હાથ ભદ્રાના હાથમાં મૂકયો. બીજે દિવસે લગ્ન કરવાનું નક્કી કર્યું.

ભદ્રા બોલી: "મહારાજ, હાલ લગ્ન કરવા રહેવા દો. હું એક કિંમતી ચીજની શોધમાં પરદેશ જવા નીકળ્યો છું. ત્યાંથી પાછાં વળતાં અહીં આવીશ ને આપની કન્યા સાથે લગ્ન કરીશ, અને અર્ધું રાજ્ય લઇશ."

રાજાની ને રાજકન્યાની વિદાય લઈ ભદ્રા ચાલી નીકળી.

રાજા પોતાના લશ્કર સાથે તેને પોતાની સરહદ સુધી વળાવી આવ્યો.

ભદ્રા આગળ ને આગળ વધતી ગઈ. જંગલો, ગામડાં, નદીઓ ને પહાડો. એક પછી એક આવતાંજ જાય.

વળી પાછું થોડા દિવસની મુસાફરી પછી દૂર દૂર એક નગર જણાયું. ત્યાં ધર્મશાળામાં રાતવાસો કર્યો.

આ નગરમાં વળી નવું તૂત જાગ્યું હતું. આખા શહેરના લોકોમાં એની એ જ વાત ચર્ચાતી હતી.

એ નગરના રાજાને એક સુંદર કન્યા હતી. તે રાજાને બહુ જ વ્હાલી હતી. તેને માટે રાજાએ એક સુંદર મહેલ બંધાવ્યો હતો. એ મહેલની નજીક રાજકન્યાને નહાવા ને રમત કરવા માટે એક મોટું નહાવાનું મકાન બંધાવ્યું હતું.

એ નહાવાના મકાનની શોભા અલૌકીક હતી. રાજકન્યાની મર્યાદા જળવાય માટે એની આજુ બાજુ ઉંચીઉંચી આરસપહાણની દિવાલો બનાવી હતી. એ સુશોભિત દિવાલોને વધારે સારી દેખાડવા તેની ઉપરની ધાર ઉપર સાચાં હીરા મોતી માણેક ને પરવાળાં, નીલમો ને પોખરાજ, વગેરે ભારે ખુબીથી મઢયાં હતાં.

દિવસે સૂર્યના અજવાળામાં એ કિંમતી ઝવાહીરનો ઝગઝાટ એટલો બધો મારતો કે સામે નજર કરનાર અંજાઈ જાય. રાતે ચાંદનીના પ્રકાશમાં એ ઝવેરાત એવું તો ખુશનુમાં ઠંડું ને તેજદાર અજવાળું આપતું કે બસ ધરાઈ ધરાઈને જોયા જ કરીએ. એ દિવાલો શહેરના કોટની દિવાલો જેવડી ઉંચી હતી. તેના ઉપર ચડીને કોઇથી અંદર જઇ શકાય એમ ન હતું.

રજવાડાનાં માણસો તરંગી તો હોયજ ને? આવી રૂપાળી દિવાલો જોઇ રાજકન્યાએ પ્રતિજ્ઞા લીધી હતી કે જે કોઈ પોતાનો ઘોડો ઠેકવી આ દિવાલ કુદાવી અંદર આવશે તેની જ સાથે હું લગ્ન કરીશ.

ચોકખી ગાંડપણની વાત હતી. એવડી મોટી દિવાલ કોણ કુદી શકે? ઘણા જણે એ પ્રયત્ન કર્યો હતો. પણ તેઓ ઘોડા તળે ચગદાઇને ત્રવાયા હતા અથવા મરી ગયા હતા. કોઇ પણ માણસ એ કામ આજ સુધી કરી શકયો ન હતો.

ભદ્રાને આ બધી વાતની ખબર મળી. તેણે વિચાર્યું, અહીં પણ કંઇક કરી બતાવીએ. જોઇએ તો ખરાં, કે દિવાલ કુદાવાય છે કે નહિ.

બીજે દિવસે ભદ્રા રાજદરબારમાં ગઇ. રાજાને નમન કર્યું તેને બધી વાત કરી. રાજાએ તેને બહુ સમજાંવી કે તારૂં કાંઈ નહિ વળે. પણ ભદ્રા એકની બે ન થઇ.

આખરે રાજાએ તેને રજા આપી.

ભદ્રાએ પોતાને હાથે ઘોડાને ચંદી ખવડાવી. પાણી પાયું. પોતાના કોમળ હાથવતી પંપાળતી ને વીનવતી ભદ્રા કહેવા લાગી. "માણેક વ્હાલા

વીરા, આજે મારી આબરૂ તારા હાથમાં છે. જોજે, ડગી ન જજે. બરાબર કુદજે, હો ભાઈ!”

ઘોડો આનંદથી હણહણ્યો. ભદ્રાના શરીર સાથે માથું ઘસવા લાગ્યો. જાણે એમ ન કહેતો હોય કે, ગભરાશો નહિ! હું છું ને દિવાલ છે.

આ એક-બે-ને ત્રણ.

ત્રીજી ફલાંગે તો ઘોડો હવામાં ઉછળ્યો જ તો ને. ફડાક કરતો દિવાલ કુદાવી આવ્યો નહાવાના મકાનની અંદર.

આખા શહેરના લોકોએ આનંદની કીકીયારીઓ કરી.

પણ ભદ્રામાં હવે અજબ હિંમત આવી હતી. તેણે ફરીથી ઘોડાને ઠેકાવ્યો.

ઘોડો ફરી અંદરથી ઉછળી બહાર નીકળ્યો.

ફરી ઘોડાને ઠેકાવ્યો. ફરી પાછો ઘોડો દિવાલ કુદાવી ગયો.

એમ એક વખત નહિ પણ ત્રણ ત્રણ વખત ભદ્રા અંદર ગઇ ને બહાર નીકળી.

રાજાએ ભદ્રાને પાસે બોલાવી. તેને પોતાની કુંવરી પરણાવવા તૈયાર કરી.

ભદ્રાએ તેને પણ પહેલા રાજાના જેવોજ જવાબ આપ્યો, અને પાછા ફરતી વેળા આવ્વાની કબુલાત આપી.

રાજાએ હા પાડી. તેમની વિદાય લઈ પાછી પ્રધાનપુત્રી રાક્ષસ દેશમાં જવા નીકળી પડી.

---

## પ્રકરણ ૫ મું.

### નાગનો મણી



ભદ્રા પાછી પોતાના પ્રવાસમાં આગળ વધી. થોડા દિવસ તો ખાસ નવીન બનાવ બન્યો નહિ.

આખરે થોડાક દિવસ બાદ એક બીજા શાહેરની નજીક તે આવી પહોંચી.

એ શાહેરની ભાગોળ નજીક એક સુંદર મોટું તળાવ હતું. ચારે બાજુ આકાશની સાથે હસીહસીને વાતો કરી રહી હોય એવી ભુખરા રંગની ટેકરીઓ હતી. સરોવરના કિનારાને અડીને એક બહુ મોટો બગીચો હતો. તેનો બીજો છેડો ઠેઠ શાહેરના કિલ્લાને અડેલો હતો. સુંદર ને મધુર સુગંધીવાળાં જાઇ, જુઇ, ચમેલી, ચંપો, મોગરો, ગુલાબ, મલ્લિકા, ડોલર, અશોક, મધુમાલતી, ખડચંપો, બટમોગરો, પારિજાતક, રજનિગંધા, કૃષ્ણકમળ, કેવડો, કરેણ, સુરજમુખી વગેરેનાં ફુલો મ્હેકી રહ્યાં હતાં. રાયણાં, જામફળ, સીતાફળ, કેળાં, રામફળ, સફરજન, ગુલ્લર, કેરી, ચીકુ, પોપૈયા, દરાખ, બદામ, ચારોળી, વગેરે મીઠાં ફળોના ભારથી જાતજાતનાં ઝાડો લચી પડતાં હતાં.

ભદ્રા મુસાફરીના થાકથી કંટાળેલી હતી. એ બાગની નજીક એક માળીનું ઘર હતું. ત્યાં તેણે રાતવાસો કર્યો.

એક સોનામહોર કાઢીને આપી એટલે માળી ને માલણ તો તેની રૂડી રીતે ચાકરી કરવા લાગ્યાં.

ખાઈ પી પરવારીને ભદ્રા પોતાના પુરૂષ વેશમાંજ રાતના સુતી હતી ત્યારે આ શહેરની નવી નવાઇ તેણે સાંભળી.

માલણે ભદ્રાને કહ્યું: "અમારા શહેરમાં એક નવું ધતીંગ નીકળ્યું છે. અમારા રાજાજીની ઉમર દશ વર્ષની હતી ત્યારથી તેમને દરરોજ રાત્રે એક નવાઈ જેવું સ્વપ્નું આવે છે."

"તે વળી શું?"

"તેજ હું કહું છું." માલણ બોલી. "સ્વપ્નામાં રાજાને એક વિશાળ જાદુઇ બગીચો દેખાય છે. એ બગીચાની અંદર વચ્ચોવચ એક અજાયબી ભરેલું જાદુઈ ઝાડ છે. એ ઝાડનું થડ ચમકતી ચાંદીનું છે. એનાં પાંદડા સાચા સોનાનાં છે. એને જે ફળ થાય છે તે પાણીદાર મોતીનાં ઝુમખાં બને છે. ને એ મોતી પાસે

નાનાંસુનાં નહિ. કબુતરીનાં ઈંડા જેવા મોટાં ખરાં મોતીનાં ઝુમખે ઝુમખાં !

"રાજા સવારે દરરોજ આ સ્વપ્નાની વાત બધાને કહે છે. ઘણા વિદ્વાનો ને પંડિતોની સભાઓ મળી. જાણીતા જોશીઓની પાસે જોશ જોવડાવ્યા. ડાહ્યા ને શાણા પુરૂષોના ડાયરા એકઠા કર્યા. ભાટ ચારણોને પૂછી જોયું. પણ કોઈ આ અજબ જેવા સ્વપ્નાનો અર્થ કરી શકતું નથી.

"રાજાને આ કારણને લીધે ભારે ચટપટી રહે છે. તેમાં વળી ચિંતામાં વધારો થાય તેવો એક બનાવ બન્યો છે. રાજાને એક પરણાવવા લાયક ઉંમરની રાજ કન્યા છે. એણે પોતાના વિચિત્ર સ્વપ્નાને આધારે એવી પ્રતિજ્ઞા લીધી છે કે જે કોઈએ જાદુઈ ઝાડ શોધી કાઢે તેને જ હું વરમાળા આરોપું. બીજા બધા મારે મન ભાઈ–બાપ.

"વર્ષો થયાં આ ઝાડ કોઈ શોધી આપનાર નીકળ્યું નથી. ને હવે શી રીતે નીક-

ળશે? આથી રાજાની ચિંતાનો પાર નથી. કારણ કે જો ઝાડ જડે નહિ તો રાજકન્યા પરણશે નહિ."

વાતો કરતાં કરતાં લગભગ રાતનો બીજો પહોર પુરો થયો ને ત્રીજા પહોરનાં ચોઘડીયાં વાગ્યાં.

ભદ્રાએ સરોવરને કાંઠે જઈ હાથ મોં ધોઈ જરા તાજા બની પછી ભગવાનનું નામ લઇ ઉંઘી જવાનો વિચાર કર્યો. ઉઠીને સરોવરને કાંઠે ગઈ. તે કશાથી બ્હીતી નહોતી. એને જરા પણ ગભરામણ થાય એમ તો હતુંજ નહિ.

સરોવરને કાંઠે જઈ રાતના કાળા અંધારામાં તેણે શાંત પાણીમાં નજર કરી તો અંદર કાંઈક ચમક ચમક થતું લાગ્યું.

ભદ્રાને ખુબ નવાઇ લાગી. તે એકી ટશે જોઈ રહી. થોડીક વારમાં એક જંગી કાળો નાગ પાણીની સપાટી આગળ આવતો જણાયો. એના માથે એક ખૂબ તેજદાર મણી હતો. એ મણીનું

અજવાળું સુરજના જેવું હતું. ચારે બાજુ અજવાળું અજવાળું થઇ રહેવાનું કારણ પણ એ મણીજ હતો.

સરોવરને કાંઠે એક જુનું ખખ ઝાડ હતું. તેના થડીઆના પોલાણની પાછળ ભદ્રા લપાઇ ગઇ.

નાગને પોતાની નજીકમાં કોઇ છે એવો વ્હેમ ન આવ્યો.

સરોવરની પાળે પોતાનો મણી મુકી તે આજુબાજુના જંગલમાં પોતાના ખોરાકની શોધમાં ચાલ્યો ગયો. નાગ તો કાંઇ લાંબો! કાંઈ લાંબો! મોટા થાભલાં જેવડો જાડો ને બે ત્રણ દોરડાં જેવડો લાંબો! બીજું કોઇ હોય તો જોતાંજ ગભરાઈ જાય.

ભદ્રા તો લપાઇને થડ પાછળ સંતાઇજ રહી.

મધરાત વીતી ગઇ. રાતનો ત્રીજો પહોર ખલાસ થયો. ચોથો પહોર શરૂ થયો. કુકડાનું કૂ કૂ દૂર દૂર આછું આછું સંભળાવા લાગ્યું. નાગ

પોતાનો ખોરાક શોધી પાળ ઉપર પાછો આવ્યો માથે મણી મુકી દીધો. ધીમે રહી સરોવરનાં પગથીયાં ઉપર થઈ પાણીમાં પેસી ગયો.

ભદ્રા હવે બહાર નીકળી. હાથ મોં ધોઇ પાછી ફરી. પોતાના ઉતારે જઇ ઓસરીમાં ખાટલો ઢાળી આપેલો હતો તે પર પડી ને વસ વસાટ ઉંઘી ગઇ.

ભદ્રાએ બીજે દિવસે રાતના ફરી સરોવર કાંઠે જવાનો ઠરાવ કર્યો.

બીજા દિવસની રાત પડી. બે પહોર વીત્યા ને બધાં જંપ્યાં એટલે ભદ્રા છાનીમાની નીકળી પડી. ગઇ કાલ વાળી જગાએ જઇને સંતાઈ ગઈ. નાગ બહાર નીકળ્યો. પાળ ઉપર મણી મુકી ખોરાકની શોધમાં ચાલ્યો ગયો.

આજે પણ ભદ્રા સંતાઇ રહી. ગઈ કાલના જેવોજ બનાવ બન્યો, ને નાગ પાછલા પહોરની શરૂઆતમાં પાછો જતો રહ્યો.

ભદ્રા હાથ મોં ધોઈ સુઇ ગઇ.

પણ તેણે નક્કી કર્યું કે આ નાગને પકડીને મણી મેળવવો.

સવારે તે શહેરમાં એક હોંશિયાર લુહારની દુકાને ગઈ. એક મજબુત લોખંડી જાળ બનાવવાને હુકમ કર્યો. એ જાળ એવી ખુબીથી બનાવવાની હતી કે અંદર જો કોઇ સપડાય તો પછી ગમે તે થાય પણ તેનાથી નીકળી ન શકાય.

વળી એ જાળની અંદર ચારે બાજુ પાણીદાર પોલાદના તીખા અણીદાર છરાની ગોઠવણ કરાવી કે જેથી અંદર સપડાયલું પ્રાણી નીકળવા જાય તો પેલા છરા ભચ–ભચ–કરતા ભોંકાઈ જાય.

ઉપર મુજબની જાળ લઈ રાતનો બીજો પહોર ખલાસ થયા પછી ભદ્રા વળી પાછી ત્રીજીવાર સરોવરને કાંઠે ગઇ. સરોવર કાંઠાના એક ઝાડ ઉપર દોરડાવતી પેલી જાળ લટકાવી. આજુ બાજુ મઘમઘતાં ખુશબોદાર ફુલો વેર્યાં. અત્તરની બે ચાર કુપ્પીઓ ઢોળી. આખું વાતાવરણ મધુર સુવાસથી મ્હેકમ્હેક થઈ ગયું.

નાગ મધરાતે બહાર નીકળ્યો. કહેવાય

છે કે નાગને ફુલ અને અત્તરની વાસ બહુજ ગમે છે. આજે ખોરાકની શોધમાં ન જતાં નાગ તો પેલાં ફુલોપર આળોટવા મંડયો.

લાગ જોઇને ઝાડ ઉપરથી ભદ્રાએ પેલી જાળ નીચે નાંખી નાગ અંદર સપડાઈ ગયો.

અને પછી તો શું ભયંકર સુસવાટા ને સીસકારા! નાગની કારમી કીકીયારીઓથી જંગલનાં પક્ષીઓ મધરાતે ખળભળી ઉઠયાં. પાણીમાં મોજાં ઉછળવા લાગ્યાં. ધરતી ધણધણી ઉઠી. ચારે બાજુ હાહાકાર વરતી રહ્યો! નાગરાજ જાળમાંથી છુટવાને ભયંકર પછાડા મારી રહ્યો હતો.

પણ એ મજબુત પોલાદી જાળમાં તો સપડાયો એ સપડાયો. પછી કાંઈ પાછું નીકળાય છે? જેમ જેમ બધારે અછાડા પછાડા મારે તેમ તેમ પેલા છરા જોરથી શરિરમાં ભોંકાય. કુળા કુળા શરિરમાંથી લોહીની શેડયો છૂટે. કુળા માંસમાં છરા ભોંકાય ને જે ભારે વેદના થાય તેથી નાગ ચીસો પર ચીસો નાખે.

એમ ને એમ બે ત્રણ કલાક નાગે પછાડા માર્યાં. છેવટે તેનો પ્રાણ નીકળી ગયો.

ભદ્રાના ખોળીયામાં હવે જીવ આવ્યો. નીચે ઉતરી મણી કાઢી લેવા વિચાર કર્યો. પણ હજુ થોડી વાર રાહ જોવી સારી એમ ધારી છેક મળસકું થયું ને ઉગમણી દિશામાં ગુલાબી રંગના આછાં અજવાળાં પથરાયાં ત્યારેજ તે નીચે ઉતરી. નાગના માથેથી મણી કાઢી લીધો!

---

## પ્રકરણ ૬ ઠું.

### પાતાળના પ્રદેશમાં

આખી રાતના ધ્રુજારા પછી ભદ્રાને ખરેખરો થાક લાગ્યો હતો. ઉજાગરાથી આખું શરિર કળતું હતું. સરોવરના પાણીમાં નાહી લઇ પછી માળીને ત્યાં જવાનો તેણે વિચાર કર્યો. બંને હાથ પાણીમાં

બોલ્યા. બોલતાંની સાથેજ હાથમાં પેલો મણી હતો તેના પ્રભાવથી પાણીના બે ભાગ પડી ગયા ને ઠેઠ ઉંડે સુધી ચોકખો રસ્તો થઈ ગયો. જાણે બે જબરી પાણીની ભીંતો ને વચ્ચે ઉંડી ખીણ!

અંદર નજર કરતાંજ ભદ્રા તો ખુશ ખુશ થઇ ગઇ. એક એકથી ચડે એવાં સુશોભિત આરસ-પહાણના મહેલો ને મંદિરો. તેમાં રત્નજડિત જરૂખા. ચારે બાજુ હરિયાળી વનસ્પતી ને ફળફુલથી લચી રહેલા ખુશનુમાં બગીચાઓ નજરે પડતા હતા.

ભદ્રાએ વિચાર કર્યો કે ચાલ, અંદર જઇને જોઉં તો ખરી કે કયાં જવાય છે?

તે તો નીચે ઉતરી.

ખુબ–ખુબ ઉંડે જઈ પહોંચી એટલે એક સુંદર કોતરણીવાળો વિશાળ દરવાજો આવ્યો.

ભદ્રાએ દરવાજાને જરાક હડસેલ્યો. તરતજ તેનાં બારણાં ઉઘડી ગયાં. ભદ્રા અંદર પેઠી. એવો

તો રૂપાળો બાગ હતો કે ભદ્રાએ પોતાની આખી જીંદગીમાં કદિ જોયો નહોતો. ફળફુલના ભારથી લચી રહેલાં ઝાડો, છોડવાઓ, ને વેલીઓ ઉપર ભાત ભાતનાં રંગના રૂપાળાં પંખીઓ મીઠા અવાજથી કિલ્લોલ કરી રહયાં હતાં. આખો રસ્તો ફુલથી ઢંકાયલો હતો. મેઘધનુષના સાતે રંગો પુર્યાં હોય એવાં ભાતીગર પતંગીયાં આમતેમ દોડાદોડ કરતાં હતાં.

કોઈ કોઈ જગાએ પાણીનાં ઝરણાં ઝીણો ધીમો અવાજ કરતાં વહેતાં હતાં. વળી બીજી જગાએ ખાસ કારીગરીથી બનાવેલી ઉંચી સંગેમરમરની શિલાઓ ઉપરથી પડતા પાણીના ફીણ રૂના ઢગલા જેવાં લાગતાં હતાં.

ગુલાબજળ ને કેવડા જળના ફુવારા આરસની પુતળીઓના માથામાંથી ઉડી રહયા હતા. સ્વર્ગના મહારાજા ઈંદ્રના નગરથી પણ અહીં વધારે શોભા હોય એમ જણાતું હતું.

ભદ્રા આગળ ચાલી. એવડો મોટો બગીચો કે તેનો પારજ ન આવે. આખરે બગીચાના

બગીચાના વચલા ભાગમાં આવતાં જ ભદ્રાથી અજાયબીની એક નાની ચીસ પડાઈ ગઈ.

એક સુંદર ઝાડ હતું. આખા બગીચાનાં ઝાડથી એ ઝાડ જુદું પડતું હતું. તેનું થડ ચોકખી ચાંદીનું હતું. પાંદડાં સાચા સોનાનાં હતાં. એ ઝાડની ડાળીએ કબુતરીનાં ઇંડાં જેવડાં મોટાં સાચા મોતીનાં ઝુમખાં ફળ તરીકે લટકતાં હતાં.

ઝાડની ડાળીએ કસબના વણાટકામવાળું સોનેરી દોરડું બાંધેલું હતું. તે દોરડાને છેડે એક હીરાજડિત સોનાના પાટીયાનો હીંચકો હતો. એ હીંચકા ઉપર સોળ વર્ષની એક સુકુમાર કન્યા નિરાંતે હીંચી રહી હતી. તેના મધુરા અવાજથી આખા બાગની શોભામાં હજાર ગણો વધારો થઇ રહ્યો હતો.

એ કન્યાએ ભદ્રાને પુરૂષ વેશે આવતી જોતાં જ એક ઝીણી ચીસ પાડી. વહેલી વહેલી નીચે ઉતરી તે કહેવા લાગી: "ઓહો! વીર કુમાર! તમે કોણ છો? આ

પાતાળ લોકમાં તમે શી રીતે આવી ચડ્યા? અહીં કોઇપણ મૃત્યુ લોકનું માનવી કદિ આવી શકતું જ નથી એમ મારા બાપુ મને કહેતા હતા."

ભદ્રા હસીને બોલી: "સુંદર કુમારિકા! તારી પાસે ગમે તે જોખમ ખેડીને પણ આવવાનું કોને મન ન થાય? કહે, મારા આવવાથી તું નારાજ થઈ છે? એમ હોય તો હું ચાલ્યો જાઉં."

કન્યા બોલી: "તમારા આવવાથી હું રાજી થઈ છું. આપ અહીં સુખેથી બેસો. આપને હું આવકાર આપું છું. પરંતુ એક વાત હું ચોકખી કરી દઉં. થોડી જ વારમાં નાગદેવ અત્રે આવી પહોંચશે. આપને તે અહીં જોશે તો તરત જ મારી નાખશે. મને તે બાબતની સૌથી મોટી બીક છે. નાગદેવ મારા બાપુ થાય છે. હું નાગકન્યા છું. આ પાતાળનો પ્રદેશ છે. અહીં મારા બાપુનું રાજ્ય છે. પણ હું તેમની એકની એક દીકરી છું ને તેમને

બહુ જ વ્હાલી છું, તે કારણથી તેઓ મને અહીં ને અહીં તેમની પાસે જ રાખે છે. અહીં નાગ લોકની પ્રજાને પણ તેઓ મને મળવા દેતા નથી. પછી પૃથ્વીના પ્રદેશનાં માણસોને તો જોવાની વાત જ કયાંથી? હું એકલી એકલી અહીં અકળાઉં છું. તમે આવ્યા તેથી હું બહુ જ રાજી થઇ છું. પરંતુ હમણાં નાગદેવ આવી તમને મારી નાખશે એ બીકથી હું ધ્રુજી ઉઠું છું."

ભદ્રા તેની નજીક જઈ તેને દીલાસો દેતી કહેવા લાગી: "તું ગભરાઇશ નહિ. કમનશિબે તારા બાપુ આજે મરણ પામ્યા છે. હવે તે અહીં આવી શકે એમ નથી. હું પૃથ્વીના એક મુલકનો રાજા છું. મારૂં નામ વીરભદ્ર છે."

બાપના મરણના સમાચાર સાંભળી બેચાર આંસુ નાગકન્યાની આંખમાંથી સરી પડયાં પણ તે બહુ દિલગીર જણાઈ નહિ. થોડી વાર રહી તે ભદ્રાને કહેવા લાગી: "વીરભદ્ર, હું આ પ્રદેશની હવે રાણી બનીશ. તમે અહીં

રહો. હું તમારી સાથે લગ્ન કરીશ. તમને પાતાળ લોકના રાજા બનાવીશ. આપણે અહીં ખાઇશું પીશું ને લ્હેર કરીશું.”

ભદ્રા બોલી: “હાલ તો એમ ન બની શકે હું જરૂરના કામે જવાને નીકળ્યો છું. જો મારૂં કામ હું પુરૂં ન કરૂં તો મેં મારૂં વચન તોડ્યું ગણાય. સાચો રજપૂત કદિ લીધેલી પ્રતિજ્ઞા તોડતો નથી. એટલે જો હું તારા ઉપર હેત રાખું છુ તેમ તું મારા ઉપર રાખતી હોય તો મારી સાથે ચાલ. આપણે મારી પ્રતિજ્ઞા પુરી થયા બાદ મારા દેશમાં જઇશું ને ત્યાં લ્હેરથી રહીશું.”

નાગકન્યા બોલી: “કુમાર, એમ તો ન બની શકે. તમે જુઓ છો કે તમારા દેશની છોકરીઓ કરતાં મારૂં રૂપ જુદી જાતનું છે. તમારી સાથે હું આવીશ તો ત્યાંના લોકો દગો કરી તમને મારી નાખશે ને મને ઉઠાવી જશે. એટલે ઉલટી તમારા કામમાં મદદ કરવાને બદલે હું તમને બોજારૂપ થઇ પડીશ.

હું તમને આ વાંસળી આપું છું તે લો. જ્યારે જ્યારે તમારી મને મળવાની ઇચ્છા થાય અથવા જ્યારે જ્યારે તમને મારી જરૂર પડે ત્યારે આ વાંસળી જંગલમાં એકાંત જગામાં જઇને વગાડજો. હું જ્યાં હોઇશ ત્યાંથી તમારી પાસે આવીને ઉભી રહીશ. મારી શક્તિ મુજબ તમને મદદ કરીશ. માત્ર એટલું ધ્યાન રાખજો કે ભર વસતિમાં અથવા શહેરમાં વાંસળી વગાડશો નહિ. હું ત્યાં આવી શકીશ નહિ. મારૂં નામ હીરાલક્ષ્મી છે. હુ આજથી તમને વરી ચુકી છું."

ભદ્રાએ નાગકન્યાનો ઘણો ઘણો પાડ માન્યો. ફરીથી, તેને જલદી મળવા બોલાવવાનું વચન આપ્યું. વાંસળી સાથે લીધી. હીરાલક્ષ્મીની વિદાય લઇ તે પાછો સરોવરની સપાટી ઉપર આવ્યો ને માળીને ત્યાં પોતાના મુકામે ગયો.

# પ્રકરણ ૭ મું.

## જાદુઈ ઝાડ.

ભદ્રા ઘેર આવી એટલે તરતજ માલણે પુછયું: "અરે ઠાકોર, બે દિવસથી કયાં જતા રહ્યા હતા? અમે વિમાસણમાં પડયાં છીએ ને?"

ભદ્રાને હવે જ ખબર પડી કે પાતાળના પ્રદેશમાં જવા આવવામાં તો ખાસ્સા બે દહાડા નીકળી ગયા હતા. તે મ્હો ઠાવકું રાખીને બોલી: "મારા ખાસ કામે ગયો હતો. તમે એક કામ કરો. મારે પ્રધાનને મળવું છે તે કયારે મળશે તેની તપાસ કરીને મને ખબર આપો."

માલણ તપાસ કરવા ગઈ. ભદ્રાએ સરોવર કાંઠે જઈ લાકડાં એકઠાં કરી ચિતા ખડકી. નાગનું મડદુ બે દિવસથી પડી રહ્યું હતું. તેને સંભાળથી ઉંચકી ચિતામાં મૂકયું. વીની

આહુતિ આપી. પૂજ્ય ભાવે નાગને દેન દીધું. સરોવરમાં નાહી ધોઈ ભદ્રા માલણને ઘેર જઇ નિરાંતે બેઠી.

આ બાજુ માલણ તપાસ કરી આવી, બપોરે પ્રધાન મળી શકશે એમ કહ્યું,

ભદ્રા બપોરે પ્રધાન પાસે ગઈ. તેને મળી: વાતવાતમાં ભદ્રાએ પુછયું: "આપના મહારાજાને સ્વપનામાં જે જાદુઇ ઝાડ દેખાય છે તે કોઇ બતાવે તો તેઓ શું આપે?"

પ્રધાન કહે, "અરધું રાજ આપે ને પોતાની સુંદર રાજકન્યા પણ પરણાવે. પણ એ બને શી રીતે? સ્વપનાં તે કદિ સાચા હોતાં હશે?"

"હોય પણ ખરાં. આપના મહારાજાને ખબર આપો કે હું એમને એ જાદુઇ ઝાડ બતાવી શકીશ. એક આખી રાત સુધી તે એ ઝાડને જોઈ શકશે. ઝાડ તેમને મળી શકશે નહિ. માત્ર જોઇ શકશે. એ શરતે તેમની

જોવાની મરજી હોય અને તેના બદલામાં તેઓ આપે કહ્યા મુજબ અરધું રાજ અને તેમની કન્યા આપવા કબુલ થતા હોય તો મને કહેવડાવજો. હું સરોવર નજીક માલણને ત્યાં ઉતર્યો છું. મારૂં નામ વીરભદ્ર.”

પ્રધાનને નમન કરી ભદ્રા ત્યાંથી વિદાય થઇ.

રાજાને પ્રધાને વાત કરી.

રાજા તો રાજી રાજી થઈ ગયો. વર્ષોથી સ્વપનામાં જોયેલું જાદુઇ ઝાડ નરી આંખે જોવાને મળશે એ કાંઈ ઓછી નવાઇની વાત હતી? એણે તો હા પાડી. ભદ્રાને તેડી મંગાવી ને ઝાડ બતાવવા કહ્યું. ભદ્રાએ રાતના સરોવર કાંઠે તેમને આવવા જણાવ્યું.

ભદ્રા ત્યાંથી નીકળી જંગલમાં ગઈ. એકાંત જગા જોઈ નાગ કન્યાની આપેલી વાંસળી વગાડી. તરતજ હીરાલક્ષ્મી તેની નજીક આવી પહોંચી. શું કામ છે? તેણે પૂછ્યું.

ભદ્રાએ રાજાને ઝાડ બતાવવાનું કહ્યું.

નાગકન્યાએ હા પાડી. રાતના ખુશીથી રાજાને લઈ આવવા જણાવ્યું. ભદ્રાની રજા લઈ હીરા અંતર્ધ્યાન થઇ.

રાત્રે રાજા ભદ્રા પાસે આવ્યો. તે રાજાને સરોવરની પાળે લઈ ગઇ. પોતાની પાસેનો મણી પાણીને અડકાડયો કે બે બાજુ પાણીની ભીંતો થઇ ગઇ. વચ્ચે છેક ઉંડે સુધી પાણીના જ પગથીયાં. ભદ્રા નીચે ઉતરી ને રાજાને અંદર આવવાનું કહયું. રાજા પહેલાં તો ગભરાયો, પણ પછી હિંમત એકઠી કરી અંદર ઉતર્યો.

બંને ગયા, તે ગયા છેક પાતાળમા ગયા.

ત્યાંની અલૌકિક શોભા જોઈ રાજા છકક થઇ ગયો. છેવટે ભદ્રા જ્યારે પેલો દરવાજો ઉઘાડી રાજાને વિશાળ બગીચામાં લઈ ગઇ ત્યારે તો રાજાનો આનંદ માય નહિ.

બાગની વચ્ચેજ પેલું જાદુઈ ઝાડ હતું. ઝાડતળે નાગકન્યા હીરાલક્ષ્મી મીઠાં ગીત ગાતી ગાતી હીંચકા ખાતી હતી.

ભદ્રાને અને રાજાને આવતા જોઈ હીરાલક્ષ્મીએ ઉઠી તેમને આવકાર આપ્યો. રાજાને નાગકન્યાએ પોતાનો આખો મહેલ બતાવ્યો.

સવાર સુધી રાજાએ બધું ફરી ફરીને જોયું

પછી ભદ્રા આવી હતી તે જ રસ્તે રાજાને પાછી ઉપર લાવી.

રાજા અજાયબીથી મૂઢ જેવો બની ગયો. ભદ્રાને માટે તેને ખૂબ માન ઉપજ્યું. કરાર પ્રમાણે ભદ્રાને પોતાનો જમાઈ બનાવી અર્ધું રાજપાટ આપવા તૈયાર થયો.

ભદ્રા બોલી: "મહારાજ, જરૂરના કામે મારે રાક્ષસદેશમાં ગયા વગર છુટકો નથી. પાછા વળતાં આપની પુત્રીને લગ્ન કરી લઈ જઈશ."

રાજાએ ભદ્રાને વિદાય આપી. ભદ્રા ઘોડે-સ્વાર થઈ નીકળી પડી.

જાત જાતના દેશ જોયા. અનેક જગાએ આથડી. ડુંગર ખોળ્યા ને પહાડો તપાસ્યા. નાળાં જોયાં. ખીણોમાં ફરીને કોતરડાં કુદાવ્યાં. ગુફાઓમાં ઉતરી ને ભોંયરાં તપાસ્યાં. ક્યાંયથી રાક્ષસદેશનો પત્તો ન મળે. ત્યાં શી રીતે જવું તે કોઇ ન બતાવે.

ભદ્રાએ વિચાર કર્યો કે આમ તો રઝ-ળપાટમાં આખો જન્મારો જશે તો પણ ભાળ મળવાની નથી. લાવ ને હીરાલક્ષ્મીને પૂછી જોઉં.

એણે તો જંગલમાં એકાંત જગા જોઇ વાંસળી વગાડી. તરતજ નાગકન્યા હાજર થઈ.

ભદ્રાએ રાક્ષસ દેશ ક્યાં આવ્યો ને ચળ-કતી સાડી શી રીતે મળી શકે તે પૂછ્યું.

હીરા કહે, "ત્યા જવું સહેલું નથી. એ બને એવું જ નથી. રાક્ષસદેશમાં જતાં છ મહીના લાગે. એટલા લાંબા રસ્તેથી જ ચારે બાજુ

હજારો બળવાન રાક્ષસો આખા દેશની આજુ બાજુ ચોકી કરે છે. માણસ તો શું પણ એક ચકલું પણ ત્યાં તેમની જાણ વગર ફરકી શકે એમ નથી. પછી માણસની તો વાત જ શી? આખી પૃથ્વીપર જેટલાં ઝાડ છે તેથી વધારે રાક્ષસો રાક્ષસદેશની ચોકી કરે છે. એ રાક્ષસ દેશની છેક વચ્ચોવચ એક વિશાળ મહેલ છે. તે મહેલમાં રાક્ષસરાજની કન્યા રહે છે. તે જાતે ચળકતી સાડી પહેરે છે. જુની થાય તો પોતાની દાસીઓને આપી દે છે. પણ તમે ત્યાં જાઓ કે તરતજ તમને રાક્ષસો ખાઇ જ જાય."

ભદ્રા બોલી: "પણ તારે કાંઈ પણ રસ્તો તો કાઢવો જ પડે."

થોડો વાર વિચાર કરી હીરાલક્ષ્મી બોલી, "જ્યારે તમારો આટલો બધો આગ્રહજ છે, તો હું એક રસ્તો બતાવું છું. મને એ રાક્ષસરાજ તરફથી એક વીંટી મળી છે. તે વીંટી હું તમને આપું છું. તે તમારે હાથે પહેરી લો."

એમ બોલી હીરાલક્ષ્મીએ એક ચમકદાર વીંટી ભદ્રાને આપી. ભદ્રાએ તે પોતાના હાથે પહેરી લીધી.

હીરાલક્ષ્મી બોલી. "રાક્ષસકન્યાનું નામ રંભા છે. તે મારી બહેનપણી થાય છે. તેને હું કોઇ કોઈ વાર મળવા જઈ શકું માટે મારા બાપુએ રાક્ષસરાજની પાસેથી આ વીંટી લાવીને મને આપી હતી. તમે અહીંથી આથમણી બાજુ ખુબ લાંબે નજર કરો. શું જણાય છે?

ભદ્રાએ દૂર તાકી તાકીને જોયું. ભુખરા રંગના ઢગલા જેવો કાંઇક આકાર જણાયો.

'હીરાલક્ષ્મી કહેવા લાગી,–"એ જાંમલી રંગનો ઢગલો જણાય છે તે એક ડુંગરો છે. અહીંથી પચાસેક ગાઉ દુર હશે. એ ડુંગરની ખુબી એ છે કે તે સીધો સટાક છે. તેની ઉપર ચડ-વાનો એકકે માર્ગ નથી. તદ્દન સીધો અને ટાંટીયો પણ કદિ ટકી ન શકે એવો છે.

"ત્યારે ઉપર શી રીતે જવું?" ભદ્રાએ પૂછ્યું.

નાગકન્યા કહે,–" એ ડુંગરા ઉપર બપોરે મોટા મોટા અજગરો આરામ લેતા પડયા હોય છે. એ અજગરનું માથું છેક ઉંચે ને પુંછડી નીચે લટકતી હોય છે, એ પુંછડીને મજબુત બાથ ભરાવી દેવી એટલે અજગર ગભરાશે ને તમને ઉપર ખેંચી લેશે. ઉપર જાઓ એટલે અજગરની પુંછડી સંભાળથી છોડી દેવી.

એ મુજબ ઉપર ગયા પછી બરાબર વચ્ચોવચ્ચ એક તણછનું ઝાડ આવશે. એ ઝાડની નીચે પીલુડાની ઝાડી ઉગેલી છે. એ ઝાડીને સંભાળથી તપાસશો એટલે એક કડાવાળું બારણું નજરે પડશે.

એ બારણું કશાથી ઉઘડે એમ નથી. માત્ર આ વીંટી તેને અડકાડો તોજ તે ઉઘડી શકે એમ છે.

અંદર એક ઉંડી ને બીહામણી કુઈ નજરે પડશે. ભયંકર જાતના સાપ, નાગ, વીંછી, કાનખજુરા, ચંદનઘો, મોટી મોટી ગરોળીઓ, વગેરે ઝેરી જીવજંતુઓથી એ કુઈ ખદબદ થાય છે.

પણ તમે જરાકે ગભરાશો નહિ. આ વીંટીમાં એવો ચમત્કાર છે કે તમને તેઓ કશી ઈજા કરી શકશે નહિ.

તમે અંદર કુદકો મારશો કે તરતજ સીધાં રાક્ષસ દેશમાં પહોંચી જવાશે. એટલુંજ નહિ પણ એકદમ કોઈની પણ નજરે પડ્યા સિવાય તમે રાક્ષસ રાજકન્યા રંભાકુમારીના મહેલમાં છેક તેના દિવાનખાનામાં જ જઈને ઉભા રહેશો. પછી મારૂં નામ દઈ સાડી માગી લેજો. પ્રભુ તમારૂં રક્ષણ કરશે."

નાગકન્યાનો ઘણો ઘણો પાડ માની ભદ્રાએ તેને રજા આપી. જામલી પહાડ તરફ ઘોડો મારી મુક્યો.

પહાડની તળેટીએ એક ઝાડ આગળ ઘોડાને છુટો ચરતો છોડી દીધો. પછી અજગરની પુંછડી લટકતી હતી તે પકડી. ઉપરથી ભયંકર સુસવાટો સંભળાયો. થોડી વાર હીંચકા લેતી હોય તેમ પુંછડી આમ તેમ હાલી. ભદ્રાએ એ સુંવાળી પુંછડીને ખુબ મજબુતથી જો ચપ્પટ ન પકડી

હોત તો જરૂર છુટી જાત. પણ હતું એટલું બધું બળ એકઠું કરી પુંછડી પકડેલી એટલે જ એ બચી ગઈ.

થોડી વાર હીંચકા લીધા બાદ પુંછડી હવામાં ઉછળી. અધ્ધર દડો ઉછળતો હોય એમ ભદ્રા ઉંધે માથે હવામાં અધ્ધર ઉંચે જવા લાગી. શરીર તો થર થર ધ્રુજે. આંખે અંધારાં આવે. પણ ભદ્રા હિંમત છોડે એવી નહોતી.

આખરે છેક ઉંચે પહાડ ઉપર ભદ્રા આવી પહોંચી. સંભાળથી તેણે પુંછડી છોડી દીધી. જમીન ઉપર પટકાઈ પડી. અજગર ગુંછળું વળી દુર જઈને પડયો.

ભદ્રાએ પેલા તણછના ઝાડની તપાસ કરી. ઝાડ શોધી કાઢયું. તળે પીલુડીની ઝાડી પણ હતી. તેને સંભાળથી તપાસી અંદરથી પેલું કડાવાળું બારણું પણ નીકળ્યું. તેને નાગકન્યા વાળી વીંટી અડાડી. તરત બારણું ઉઘડી ગયું. ભદ્રાએ અંદર નજર નાખી. એના આખા શરીરે કમકમાટી છુટી. ગભરાટથી તેણે માથું આખું અંઈ લીધું.

અંદર સાપ, વીંછી ને બીજાં ઝેરી જીવજં-તુઓના ઢગલે ઢગલા! બસ, બધા ખદખદ ખદખદ થાય. જોતાંજ ચીથરી ચડે ને બીક લાગે તેની વચ્ચે તે કુદકો કેમ કરીને મરાય? બહાર નીકળ-વાનો પણ રસ્તો ન હતો.

ભદ્રા થોડીક પળ તો સુંઢમુંઢ જેવી કુવાના મથાળે જ બેસી રહી. પણ પછી વિચાર કર્યો કે ભલભલા કામ હિંમતથી કર્યાં ને હવે અહીં જ હારી જાવું? કદાચ મરી જવાયું તો પણ શું? સાપને વીંછી આટલા બધા છે. પણ મોત તો એકજ થવાનું છે ને? જે થાય તે ખરૂં.

ભદ્રાએ તો ભગવાનનું નામ લઈ કુવાના થાળા ઉપરથી માર્યો કુદકો. સરરરર સટ! સીધી અંદર.

ભદ્રા અંદરને અંદર ગરકવાજ લાગી. બસ ઉતર ઉતર ને ઉતર! કેટલી નીચી ઉતરી એનો કાંઇ પાર જ ન મળે!



## પ્રકરણ ૮ મું.

### રંભાના મહેલમાં

આખરે ખૂબ વખત વહી ગયા પછી ભદ્રાએ આંખ ઉઘાડી. જુએ છે તો એક સુંદર સફેદ આરસપહાણના વિશાળ મહેલના દિવાનખાનામાં તે ઉભેલી છે.

દિવાનખાનાની વચમાં એક સોનાનો હીંચકો છે. તેની સાંકળો હીરા મોતીથી મઢેલી છે. હીંચકા ઉપર સાચા સોનેરી કીનખાબની બેઠક છે. હાથમાં હીરાગળ દોરી પકડી એક જુવાન રાજ-કન્યા હીંચી રહી છે. એક અજાણ્યા માણસને આ મુલકમાં, ને તે પણ વળી પોતાના રાજમહેલમાં આવેલો જોઇ રાજકન્યા આશ્ચર્યથી આભી બની ગઈ છે.

અજાયબીથી તે ચીસ પાડી પોતાના રક્ષ-કોને બોલાવવા જતી હતી ત્યાં ભદ્રાએ કરગરીને તેને શાંત રહેવા વિનંતિ કરી.

રંભા બોલી. "જુવાન, તમે કોણ છો? અહીં શી રીતે આવ્યા? શું કામ આવ્યા છો?"

ભદ્રાએ ચળકતી સાડીની બધી વાત કહી અને હીરાલક્ષ્મીની મદદથી અહીં આવી પહોંચ્યો છું તે જણાવ્યું. નિશાની તરીકે પેલી વીંટી રંભાને બતાવી.

વીંટી જોતાંજ રંભાના વર્તનમાં ફેરફાર થઇ ગયો તેનું મોઢું આનંદથી મલકી રહ્યું.

ભદ્રાનો હાથ ઝાલી તેને હીંચકા ઉપર બેસાડી પોતે પાસે ઉભી રહી અને બોલીઃ "વીરભદ્ર, તમે સાચેજ બહાદુર છો. અત્યાર સુધી માણુસ જાતમાંથી કોઇ અહીં આવવાનો વિચાર સરખો કરી શક્યું નથી, ત્યાં આજે તમે જાતે હાજર થઇને મને અજાયબીના દરિયામાં ડુબાવી દીધી છે. તમારા આ નવાઈ જેવા પરાક્રમથી મને બહુ આનંદ થયો છે. પણ અહીં આવવામાં તમે કેવું ભયંકર જોખમ ખેડયું છે એનો તમને ભાગ્યેજ પુરેપુરો ખ્યાલ હશે. ખરી વાત એ છે કે આ વીંટીના પ્રતાપે મારા અંગરક્ષકો

તમને જોઈ શકતા નથી. પણ તેમને જરાક પણ શક પડ્યો તો સોપારીનો કટકો મોંમાં મૂકીને ખાઈ જશે અને માણસ ખાઈ જવું એ બંને તેમને મન બરાબર છે. ગમે તેમ, પણ જ્યારે તમે આવ્યા જ છો ત્યારે તમને હું ચળકતી સાડી જરૂર આપીશ. ચળકતી સાડી જ નહિ પણ બીજું જે જે માગશો તે ખુશીથી આપીશ પણ તે એક શરતે. મારૂં કહેવું માનશો?"

"ખુશીથી કહો, રંભાદેવી, તમે શું પૂછો છો?" ભદ્રા બોલી.

રંભા શરમાઈને નીચું જોઈ બોલી: "તમે મારી સાથે લગ્ન કરી તમારા દેશમાં લઈ જવા કબુલ હો તો ચળકતી સાડી તો શું પણ આ આખું રાજ્ય તમને અપાવું."

ભદ્રા બોલી, "તમારી એવી મરજી હોય તો મારી ક્યાં ના છે?"

રંભા રાજી રાજી થઈ ગઈ. ભદ્રાને કહ્યું "અહીં તમને કોઈ જુએ નહિ માટે હું પોપટ

બનાવી આ પાંજરામાં પુરી રાખું છું. હું મારા માબાપને મળવા જાઉં છું તેમની પાસે તમારી સાથે લગ્ન કરવાની હા પડાવીશ, અને પછી પાછી આવીશ.”

રંભાએ ભદ્રાને પોપટ બનાવી દીધો. એક હીરા જડિત પાંજરામાં પુરી દીધો. પછી બે તાળી પાડી. કાળા કાળા ભુત જેવા, ને ઉંચા ઉંચા તાડ જેવા, બે રાક્ષસો ત્યાં હાજર થયા હાથ જોડીને ઉભા રહ્યા.

રંભા કહે, “મારૂં વિમાન લાવો. બાપુજીને મળવા જવું છે.”

“જેવી આજ્ઞા.” એમ કહી રાક્ષસો ચાલ્યા ગયા.

થોડી વારમાં મહેલના જરૂખા આગળ મોતીની છીપોની બનેલી એક સુંદર વિમાનગાડી આવી. વિમાન ગાડીમાં સુંદર કારીગરીવાળી બેઠક કરી હતી. રંભા તેમાં બેઠી. સાચા મોતીની લગામ પોતાના હાથમાં લીધી. આગળ છડી સ્વારીએ

બે રાક્ષસ ઉડે. પાછળ રંભાની વિમાન ગાડી ચાલે.

રંભા ગઇ એનાં માબાપના મહેલમાં.

ચાલી ચલાવી પોતાની દીકરીને મળવા આવેલી જોઇ એની મા તો હરખઘેલી બની ગઇ. દીકરી એકની એક હતી. કોને વ્હાલી ન હોય?

માએ રંભાનાં ઓવારણાં લીધાં. તેને છાતી સરસી ચાંપી. હેતથી તેનાં માથે હાથ ફેરવી બોલી: "બેટા, આજ કેમ ઉતાવળી અહીં આવી? કહે, તારે શું જોઇએ છીએ?"

રંભા બોલી: "પહેલાં વચન આપો કે મારે જે જોઇશે તે આપીશ. પછી કહું."

મા કહે, "જા વચન છે."

રંભા માથું નીચું કરી બોલી: મા મને ગઇ રાતના એક વિચિત્ર સ્વપ્નું આવ્યું. જાણે કોઇ દુર દેશમાં—માણસ લોકો રહે છે તે બાજુ—હું

ઉડીને ગઇ. ત્યાં એક રૂપાળો બાગ હતો. હું બાગમાં ફરતી હતી. બાગમાં એક સુંદર કુમાર આવ્યો. તેણે મને પરણવાને કહ્યું. મેં હા પાડી. એક ઋષિ મહારાજ આવ્યા. તેમણે અમારાં લગ્ન કરાવી આપ્યાં. પછી મારી આંખ ઉઘડી ગઇ. બા, મારે તો એજ વર જોઇએ. હું તો એનીજ સાથે પરણવાની.”

તેની મા અજાયબી પામી બોલીઃ “ બ્હેન, એ માણસ ક્યાં હશે એ શું ખબર? સ્વપ્નાં તે સાચાં હોય?”

“ અને બા, એ માણસ જડી આવે તો?”

“ તો તને પરણાવું.”

રંભાએ રાક્ષસને બોલાવ્યો. પોતાના મહેલમાં જઈ પેલું પોપટનું પાંજરૂં લઇ આવવા હુકમ કર્યો.

રાક્ષસ પાંજરૂં લઈ પાછો આવ્યો. રંભાએ મંત્ર ભણી પોપટને પુરૂષ બનાવી દીધો.

પોતાની સમક્ષ સુંદર કાંતિમાન કુમારને જોતાંજ રંભાની મા ખુશી થઇ.

તે કહે,–" રંભા, આ રાજકુમાર જેવો દેખાય છે. તારાં લગ્ન તેની સાથે થાય તેમાં હું રાજી છું. તારા બાપને જેમ તેમ કરી સમજાવવા પડશે. હું એમની પાસે જઈ આવું.

પહેલાં તો રાક્ષસે માણસ લોકમાં પોતાની એકની એક લાડકી દીકરીને પરણાવવાની ધસીને ના પાડી. પણ આખરે બહુ સમજાવ્યો ત્યારે રાક્ષસ રાજા માન્યો.

આખા રાક્ષસ દેશમાં ધામધુમ મચી રહી. બધે ગુલાબજળ ને કેવડાજળના છંટકાવ થઇ ગયા. મોતીનાં તોરણો ઘેરઘેર બંધાયાં. ધ્વજા પતાકાથી આખા રાક્ષસદેશને શણગારવામાં આવ્યો. સાતમે દિવસે ખુબ ભારે ધામધુમથી વીરભદ્ર (એટલે કે ભદ્રા) નાં લગ્ન રાક્ષસરાજાએ પોતાની લાડકી પુત્રીની સાથે કરી આપ્યાં. આખા રાજ્યમાં આનંદ આનંદ વરતી રહયો.

લગ્નની ધમાલ બાર દહાડા સુધી ચાલી.. રાક્ષસનગરમાં આખા રાક્ષસદેશની પ્રજા લગ્ન મહાલવાને એકઠી થઈ હતી.

રાક્ષસ રાજા ને રાણીએ અઢળક ધન, દર-દાગીના ને કપડાં પોતાની લાડકી દીકરીને આપ્યાં તેની તો ગણત્રીજ થાય એમ નથી. એટલે એ વાત તો આપણે પડતી જ મૂકીશું.

લગ્નની ધામધુમ વીતી ગયા પછી નમ-નતાથી રાક્ષસરાજા ભદ્રાને કહેવા લાગ્યોઃ "વીરભદ્ર, આ આખું રાજ્ય તમારૂં જ સમજજો. મારા પછીના આ દેશના રાજા તમારે જ થવાનું છે. હમણાં પણ જોઇએ તો મારૂં અર્ધું રાજ્ય તમને કાઢી આપું. તમારે જે જોઇએ તે ખુશીથી માગી લો. માત્ર અમારી લાડકી કંન્યાનું મન કોઇ વાતે ન દુભાય એટલું જ અમે તમારી પાસે હાથ જોડીને માગી લઇએ છીએ."

ભદ્રાએ કહ્યુંઃ "રાજપાટની હાલ જરૂર નથી. મને પેલી ચળકતી સાડી આપો એટલે બસ. રંભાદેવીને મારી સાથે વળાવો."

રાક્ષસ રાજાએ પોટલે પોટલાં ભરીને ઉમદા જાતની ચળકતી સાડીઓ આપી. ભદ્રાની સાથે પોતાની પુત્રીને વળાવી. એની સાથે સાસરવાસમાં જે જે ચીજો આપી એની તો હું તમને વાત જ શી કહું ? ગણાય જ નહિ ને ?

રાક્ષસરાજે એટલું બધું ઝવેરાત આપ્યું કે તેના વતી દરિયા ભરાઇ જાય ! હીરા, મોતી, માણેક, પન્ના, પોખરાજ, નીલમ, સોનું, રૂપું, હાથીદાંત ને સીસમની કિંમતી કોતરકામવાળી ચીજો ઉંચા સુખડનો ઘરગથ્થુ સામાન-વગેરે ચીજો એટલી બધી થઈ કે સેંકડો વરસ થાય તો પણ માણસથી તો એને ગણાય જ નહિ. રાજાએ કરોડો રાક્ષસો રંભાની સાથે મોકલ્યા. એ દરેક રાક્ષસના ખભા ઉપર સાસરવાસાની ચીજોનું એકેકું પોટલું હતું. એકેકા પોટલાનું વજન એકેકા ઘર જેવડું. હવે તમે જ કહો ને એની તે કાંઇ ગણત્રી થાય ?

ભારે ધામધુમથી ભદ્રા વીરભદ્રના વેશમાં રંભાકુમારીને લઇને પાછી વળી.

રસ્તામાં પેલું જાદુઈ ઝાડ દેખાડયું હતું એ રાજાનું રાજ્ય આવ્યું. બધા લશ્કરને રાજ્યની સરહદ ઉપર જંગલમાં રાખી ભદ્રા એકલી રાજ્યમાં ગઈ. એવડું મોટું રાક્ષસનું ધાડું લઇને જાય તો તો રાજા બિચારો ગભરાઈ જ જાય ને? એટલા બધા રાક્ષસોને ખવડાવવાનું કયાંથી પુરૂં પાડે?

ભદ્રાનું વાજતે ગાજતે સામૈયું કર્યું. રાજજમાઇને લાયકનો ભારે આવકાર આપવામાં આવ્યો. આવા સુંદર રૂપાળા રાજકુંવરની સાથે આપણી રાજપુત્રી પરણશે એ વિચારે પ્રજાનો આનંદ પણ માતો નહોતો.

સાત દિવસ લગ્નની ધામધુમ ચાલી. રાજાએ ખુબ ખરચ કર્યો. મોટા મોટા વરઘોડા કાઢયા. આખા રાજ્યની પ્રજાને જાતજાતનાં જમણો જમાડી સંતોષ આપ્યો. નોકરવર્ગને લગ્નની ખુશાલીમાં રાજાએ કિંમતી ભેટસોગાદો આપી.

આઠમા દિવસે રાજકન્યાનું લગ્ન ભદ્રાના સાથે ભારે ધામધુમથી કરવામાં આવ્યું. લગ્ન

પછી એ રાજકન્યાનું નામ મલયવતી પાડવામાં આવ્યું.

## પ્રકરણ ૯ મું.

### વીરપાળની શોધ

નવમે દિવસે મલયવતીને લઇ ભદ્રા ત્યાંથી નીકળી..

મૂળે જ આટલો બધો સાસરવાસો તો હતો જ, ને તેમાં વળી મલયવતીના પિતાજીએ ખૂબ સારી રીતે પુત્રીને દાયજામાં ભેટસોગાદો તથા દાસદાસીઓ આપ્યાં. એટલે તેમનો રસાલો તો મોટો ને મોટોજ થતો જાય ને ?

ત્યાંથી ભદ્રા પેલી સ્નાનાગારની દિવાલ કુદાવી ગઇ હતી તે રાજકન્યાના રાજ્યમાં આવી. એ રાજકન્યાની સાથે પણ ભદ્રાએ લગ્ન કર્યાં તેના અહીંના સસરાએ પણ અનેક પ્રકારની

ભેટસોગાદો આપી તે, તથા રાજકન્યાને લઇને તે આગળ વધી. આ રાજકન્યાનું નામ સુલક્ષણા પાડવામાં આવ્યું.

કડીંગધુમ કડીંગધુમ ડંકાનિશાન ગગડાવતાં ગગડાવતાં બધું લાવ લશ્કર આગળ વધ્યું

થોડા દહાડાની મુસાફરી પછી જે રાજાનો ઘોડો ભદ્રાએ વશ કર્યો હતો તે રાજાના રાજ્યમાં બધાં આવી પહોંચ્યાં.

ત્યાં ભદ્રાના લગ્ન ભારે ધામધુમથી તે રાજાના રાજપુત્રીની સાથે થયાં. ત્યાંના રાજાની પણ બધી ભેટસોગાદો લઇને બધાં વિદાય થયાં. આ રાજકન્યાનું નામ ઇંદ્રબાળા પાડવામાં આવ્યું.

અને પછી તો ભદ્રાએ જંગલના એકાંત ભાગમાં જઇ પોતાની પાસેથી વાંસળી વગાડી નાગકન્યાને પણ બોલાવી લીધી. તેની સાથે પણ લગ્ન કર્યાં.

હવે ભદ્રાને કુલ 'પાંચ' સ્ત્રીઓ થઈ. રાક્ષસ રાજાની કન્યા રંભાદેવી, નાગકન્યા હીરાલક્ષ્મી, પેલા જાદુઈ ઝાડવાળા રાજાની પુત્રી મલયવતી, પછી પેલો ઘોડો વશ કર્યો હતો તે રાજ્યના રાજાની કન્યા ઇંદ્રબાળા, તથા જે રાજાની રાજકન્યાના સ્નાનાગારની દિવાલ ભદ્રા કુદાવી ગઈ હતી. તે રાજાની રાજકન્યા સુલક્ષણા.

એમ પાંચ રાજકન્યાઓની સાથે પુરૂષ વેશે લગ્ન કરી ભદ્રા કનકદુર્ગના રાજ્યની સરહદ આગળ આવી. ત્યાં બધી ભેટ સોગાદનો ખડકલો કરાવ્યો ને તમામ રાક્ષસોને પોતાના મુલકમાં પાછા જવાની રજા આપી. તમેજ કહો ને, કે એટલા બધા રાક્ષસો બે ચાર દહાડા પણ નગરમાં રહે તો રાજાની ખાધખોરાકીનો દાળ વાટલો જ થઇ જાય ને ?

ભદ્રા રાક્ષસોને વિદાય કર્યા પછી કમળદુર્ગના રાજાની પાસે ગઈ. તેને પેલી ચળકતી સાડીનાં પોટલે પોટલાં આપ્યાં. રાજાએ પોતાની રાણીને બોલાવી તે સાડીઓ આપી દીધી.

રાણીનો હરખ તો માય નહિ. ભદ્રાની. વીરતા ને તેનાં સાહસકર્મોએ તેના ઉપર જબરી અસર કરી. રાજાજીને મળી તેણે પણ પોતાની બંને રાજકન્યાઓ કાદંબિની અને સોહિણીનાં લગ્ન ભદ્રાની સાથે કર્યાં.

ભદ્રા પુરૂષવેશે કુલ સાત રાજકન્યાઓને પરણી.

લગ્ન થયા બાદ ભદ્રા પોતાની પત્નીઓને કહેવા લાગી: “ મારે મહાદેવજીનું વ્રત છે. એક. વરસ ને એક માસ માટે મારે એકાંતમાં યોગની સાધના કરવાની છે. માટે હું જે મહેલમાં રહું ત્યાં પ્રભાવતી સિવાય કોઈ આવે નહિ.”

પોતાની જુદીજુદી સ્ત્રીઓને ભદ્રાએ જુદા જુદા મહેલોમાં રાખી. એની પાસે નાણાંની તો કશી કમીનાજ નહોતી. એટલે એણે રાજાને કહી ગામ બહાર એક નવું શિવાલય ને તેની નજીક જળાશય હતું ત્યાં સાધુસંતો ને અતિથિ-ઓને અન્નદાન દેવાનું ઠરાવ્યું.

ભદ્રા દરરોજ પુરૂષ વેશમાં જાતે મંદિરે જતી. હજારો પરદેશી સાધુસંતો ને અભ્યાગતો આવતા તેમનું સ્વાગત કરતી. તેમને જમવા માટે ભોજન ને પીવા માટે પાણી, તેમજ સુવાને માટે પથારીઓનો બંદોબસ્ત કરી આપતી. પ્રભાવતી તેને આ કામમાં મદદ કરતી હતી.

બાળકો સમજી ગયાં હશે કે આમ કરવાનું શું કારણ હતું. પોતાનો પતિ વીરપાળ સાધુ બની નાસી ગયો હતો તેની કોઈ પણ રીતે ભાળ મળે એવી ભદ્રાની ને પ્રભાવતીની ઇચ્છા હતી. આજ કારણથી તેમણે બંનેએ સાથે મળી આ સદાવ્રતની યોજના કરી હતી.

એમ ને એમ આશરે દસેક મહીના વીત્યા. હજારો અતિથિ ને અભ્યાગતો આવી ગયા, પણ વીરપાળનો પત્તો મળતો નથી.

એટલામાં એક દિવસ એક સુકાઈને હાડપિંજર જેવો બની ગયેલો બાવો ત્યાં આવી ચડ્યો. બિચારાના શરીરમાં હાડકાં ને ચામડાં સિવાય કશું રહ્યું નહોતું. ખભે એક ફાટીતુટી ઝોળી હતી.

તુટી ઝોળી હતી. શરીર ઉપર એક ગેરૂઆ રંગનું કપડું વીંટાળેલું હતું. હાથમાં એક તુંબીપાત્ર (તુમડું) હતું. બીજા સાધુસંતો ભોજન મેળવવા અને પોતાના ઉતારાના બંદોબસ્તને માટે પડાપડી કરતા હતા. આ સાધુ શરમાતો શરમાતો બધાની પાછળ રહ્યો. તેને હાથ લાંબો કરવો પણ ગમ્યો નહિ. તેની આવી હાલહવાલ દશામાં પણ તેનો દમામ કોઈનું પણ ધ્યાન ખેંચે એવો હતો.

ભદ્રાની પાસે તે દાન લેવા આવ્યો એટલે તરતજ ભદ્રાને કાંઈક વ્હેમ પડયો. તેણે પ્રભાવતીને આંખનો ઇસારો કર્યો. પ્રભાવતીએ પણ એ સાધુને ધારી ધારીને જોયો. એ વીરપાળ જ હતો એમ તેની તો ખાત્રી થઇ ગઇ.

બંને જણીઓએ અંદર જઇ ખાનગીમાં મસલત કરી જોઈ. ભદ્રાએ સાધુની તપાસ કરવાનો નિશ્ચય કર્યો.

તેણે સાધુને દાન આપી ત્યાંથી વિદાય કર્યો. પછી છુપી રીતે પોતાના સીપાઇઓને બોલાવી સાધુને પકડવાનો હુકમ કર્યો.

બિચારા સાધુના સંતાપનો તો કાંઇ પારજ ન રહયો.

મહેલના એક એકાંત ભાગના ખંડમાં તેને કેદ કરવામાં આવ્યો. સીપાઇઓ ત્યાંથી જતા રહ્યા. બહાર એક છુપી જગાએ ભદ્રા અને પ્રભાવતી છાનાંમાનાં એ સાધુ કાંઇ બોલતો હોય તે સાંભળવા ઉભાં.

સાધુ બડબડાટ કરતો હતોઃ "રે નશિબ! આખરે આ દશા આવિ! કેમ ન આવે? જે પાપીએ વિના કારણ હાથે કરીને પરણ્યા પછી પોતાની સ્ત્રીઓને વનવગડામાં તજી દીધી તેને બીજું શું ફળ મળે? મારાં પાપની તે કાંઇ સીમા છે! એકને બદલે બબ્બે સ્ત્રીઓને વનવગડામાં તજી દઈ સાધુ બન્યો. બાયલાની માફક નાસી ગયો. પછી ભગવાન શાની દયા કરે? અરેરે! આટઆટલો વખત કાંઇ થોડું દુઃખ પડયું છે. ભદ્રા! પ્રભા! તમે કયાં હશો? ભગવાન મોત આપે તે અગાઉ એક વાર એ બંને ને મળી પગે પડી, તેમની માફી માગવાની તક મળે તો કેવું સારૂં!"

પ્રભાએ ભદ્રાનો હાથ દાબ્યો. હવે કાંઈ પણ શક રહયો નહિ.

ભદ્રાએ પોતાના નોકર ચાકરોને બોલાવ્યા. સાધુને ખુબ સારી રીતે નવરાવી ધોવરાવી ભાવતાં ભોજન જમાડવા હુકમ કર્યો.

હુકમનો તરત જ અમલ કરવામાં આવ્યો. વીરપાળના દેદાર ફરવા લાગ્યા. રોજ રોજ ભાવતાં ભોજન જમવાનાં મળે. સારાં સારાં કપડાં પહેરવાનાં મળે. પછી શું બાકી રહે? છેવટે વીરપાળ એકાદ મહિનામાં તો ડોલે ભરાયો અને તેની કાંતિ રાજકુમાર જેવી દીપી નીકળી.

ભદ્રાએ વિષ્ણુયાગ યજ્ઞનો આરંભ કર્યો. દેશદેશના રાજારજવાડાને આમંત્રણ આપ્યાં. બધા રાજાઓ આવી પહોંચ્યા. તમામને માટે સાચા સોનાના સિંહાસન બનાવડાવ્યાં હતાં. વચમાં પોતાના સિંહાસનની બાજુએ હીરામોતીથી મઢેલું એક ઉત્તમ આસન બનાવ્યું હતું.

યજ્ઞ પુરો થયો ને બધા રાજાઓ એકઠા મળ્યા ત્યારે બધાને તેમની જગાએ માનપુર્વક બેસાડવામાં આવ્યા.

ભદ્રાના પિતા પણ પોતાના રાજાની સાથે યજ્ઞમાં ભાગ લેવા આવ્યા હતા. જ્યારે ભદ્રાએ તેમને માનપુર્વક પ્રણામ કરી પોતાના આસનની બાજુમાં બેસાડયા ત્યારે તો બધા રાજાઓએ દાંતમાં આંગળાં પકડયાં. ગમે તેવો પણ રાજાનો પ્રધાન. તેને રાજાઓ કરતાં પણ ઉંચું આસન ! એ તે કેમ સહ્યું જાય?

બધા રાજાઓ ગણગણાટ કરવા લાગ્યા. એટલામાં ભદ્રાની આજ્ઞાથી વીરપાળને ઉમદામાં ઉમદા રાજવંશી પોશાક ખાસ રાક્ષસદેશમાંથી ભદ્રાને ભેટ મળેલો તે પહેરાવીને ત્યાં લાવવામાં આવ્યો. વીરપાળ તો બિચારો ખુબ ગભરાવા લાગ્યો કે આ બધાનો અર્થ શું? તે જાત જાતના સવાલો પુછે, પણ કોઈ જવાબજ ન આપે.

વીરપાળ આવ્યો કે તરતજ ભદ્રા પોતાના આસાનેથી ઉઠી. પોતાના પિતાના આસાનની જોડે જ રત્નજડિત સિંહાસન ઉપર વીરપાળને બેસાડયો ને પોતે નીચે હાથ જોડીને ઉભી રહી !

આ બધુ શું થાય છે તેની ન તો વીરપાળને સમજ પડી કે ન સભામાં આવેલા કોઈ રાજાઓને સમજ પડી.

વીરપાળ ભદ્રાને કહેવા લાગ્યો: "કુમાર, આ બધુ શું માંડ્યું છે? મારા જેવા રઝળતા સંન્યાસીને આ વસ્ત્ર શાં? ને અહીં આ આસન શું? આ મશ્કરીનો શો અર્થ?"

ભદ્રા બોલી "મહારાજ, આજે એક બાબતનો ન્યાય કરવાનો છે. તે માટે આપને અહીં બોલાવ્યા છે. વાત એમ છે કે એક જુવાન રાજકુમાર હતો. તે પરણેલો હતો. છતાં પોતાના એક પ્રધાનની પુત્રી ઉપર તેની નજર પડી. તેની સાથે તેણે લગ્ન કરવા નક્કી કર્યું. તેના પિતાએ ના પાડી. છતાં તેમના ઉપરવટ થઈ એ રાજકુમાર છુપી રીતે પ્રધાનપુત્રીની સાથે પરણ્યો. રાજાજીએ પોતાના કુમારને રાજ્યમાંથી દેશપાર કર્યો. તેની સાથે વનવગડાંનાં દુઃખ વેઠવા તેની બંને સ્ત્રીઓ પણ ગઈ. માર્ગમાં રાજકુમાર રસ્તો ભૂલ્યો. વગડામાંથી બહાર જવાની

ગમ ન પડી. ત્રાસ, થાક ને કંટાળાથી દુઃખી થઈ પોતાની બંને નાની ઉમરની પત્નીઓને ભર જંગલમાં છોડી મધરાતે તે તેમને તજીને જતો રહ્યો. કહો મહારાજ, એ રાજકુમારને શી સજા થાય ?"

વીરપાળ થરથર ધ્રુજવા લાગ્યો. તેની આંખો આંસુથી છલકાઈ ગઈ.

દયામણે ચહેરે તે બોલ્યોઃ "વીરભદ્ર, શા માટે સતાવો છો ? એ પાપી હીચકારો રાજકુમાર હું પોતે જ છું એ કહેતાં શું કામ શરમાઓ છો ? અહીં બધાની વચ્ચે ખુશીથી મારી નલાયકી જાહેર કરો. હું મોતની જ સજાને લાયક છું. એકજ ઉમેદ રહી ગઈ છે. મારી બંને પત્નીઓને મરતાં અગાઉ મળી લઉં ! ને પછી મરણને ભેટું એમ બહુ મન થાય છે."

આખી સભામાં હાહાકાર મચી ગયો. પોતાના વ્હાલા પુત્રની લાંબે વખતે ભાળ મળી તે જોઈ શાર્દુલરાજ ( વીરપાળના બાપ ) બહુજ રાજી

થયા ને ઉઠીને પુત્રને ભેટયા. પ્રધાને પણ પોતાના રાજકુમાર જમાઇને નમન કર્યું.

પણ આ બધી વાત વીરભદ્રે શી રીતે જાણી તે તેમની કલ્પનામાં ન આવ્યું.

વીરપાળ વીરભદ્રને કહેવા લાગ્યોઃ "બહાદુર કુમાર, એ બંને સ્ત્રીઓનું શું થયું તેની તમને ભાળ મળી છે? આજ વર્ષો થયાં તેમને તજ્યાં પછી મારા હૃદયમાં પશ્ચાતાપ ને દુઃખના જે ભડકા ઉઠયા છે તે તમને શી રીતે સમજાવું ?"

ભદ્રા બોલીઃ "રાજકુમાર, હું ભદ્રાને લાવી આપું તો આપ તેને પાછા આપની સ્ત્રી તરીકે સ્વીકારો ખરા ?"

"એમાં સવાલ જ શો હોઈ શકે ? આપજ કહો ને કે આવા મારા જેવા નલાયક માણસ ને તે ક્ષમા કરવા તૈયાર થશે ?"

ભદ્રાએ પોતાનો પુરૂષનો વેશ ફેંકી દીધો. સ્ત્રી વેશમાં સજ્જ થઇ વીરપાળના પગમાં પડી આંસુથી છલકાતી આંખે પ્રણામ કર્યાં.

હવે કહેવાનું બહુ થાડું રહ્યું છે. ભદ્રા પુરૂષ વેશમાં જે જે રાજ કન્યાઓને પરણી હતી તે તમામનાં લગ્ન તેમની રાજી ખુશીથી વીરપાળ સાથે તેણે કરાવી આપ્યાં. શાર્દુલરાજ બહુજ આગ્રહ કરી પોતાના પુત્રને પોતાના રાજ્યમાં તેડી ગયો. તેને રાજગાદી ઉપર બેસાડી રાજા ને પ્રધાન વનમાં તપ કરવા ચાલ્યા ગયા.

બધાએ ખાઇ પીને મોજ કરી.

